श्री गोपालो जयति.

# શ્રી સત્યનારાયણની સંગીત કથા.

( શુદ્ધ સંસ્કૃત ઉપરથી પંચાધ્યાયિ )



રચનાર:—

મુખીઆજી તુલસીદાસ માધવજી.

પ્રકાશક:—

વ્યાસ ત્રંબકલાલ તુલસીદાસ,

માહિમ—મુંબઇ.

શ્રી 'સરસ્વતી' પ્રેસ, નં. ૩૩૨-૩૩૪, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ, એ ઠેકાણે
શા. મગનલાલ જગજીવનદાસે છાપી છે.

श्री गोपालो जयति.

# શ્રી સત્યનારાયણની સંગીત કથા.

(શુદ્ધ સંસ્કૃત ઉપરથી પંચાધ્યાયિ)


રચનાર:-

મુખીઆજી તુલસીદાસ માધવજી.



પ્રકાશક:-

વ્યાસ ત્રંબકલાલ તુલસીદાસ,

માહિમ—મુંબઈ.




—— -.C.——


સંવત ૧૯૭૦ સને ૧૯૧૪

કિમ્મત ચાર આના.

# અર્પણ પત્રીકા.

વાચકવૃંદ, આ શ્રી સત્યનારાયણ પ્રભુની સંગીતકથાનો, નાનો ગ્રંથ કોને આર્પણ કરૂં ? દેવનાદેવ, સર્વ જગતના પતી, વિશ્વંભર શ્રી સત્યદેવનેજ અર્પણ કરૂં તો, સર્વત્ર વસ્તુમાં વ્યાપક પ્રભુ, મારા સરખા પામર પ્રાણી સામું જોશે, અને મેં દીનતાથી પ્રીતિ પૂર્વક અર્પણ કરેલા આ લઘુ કાવ્યનો સ્વિકાર કરશે. હું એવી આશા રાખું છુ કે, એક વખત પ્રાણી જેનું નામોચારણ કરે છે, તેવા જીવપર અતી પ્રસન્ન થાય તો એવા દયાળુ શ્રી સત્યનારાયણ પ્રભુ, મારી પામર જીભ્યાથી વર્ણવેલી આ તેમનીજ લીલાનું લઘુ-કાવ્ય સ્વીકારશે.

લી. પ્રભુ ભક્તિ વાચક,

મુખીયાજી તુલસીદાસ માધવજી

ગીરનારા બ્રાહ્મણ,

માહીમ ( મુંબઇ. )

# પ્રસ્તાવના.

અહો હરીજન, આ શ્રી સત્યનારાયણ સંગીત કથા મુળ શ્રી સંસ્કૃતમાં છે તે કથામાં શ્રી નારદ વીષ્ણુ સંવાદે પ્રથમ અધ્યાએ ૨૩ માં શ્લોકમાં શ્રી વીષ્ણુ ભગવાને મહામુને નારદને કહ્યું—

सपादंभक्षयेद्भक्त्यानृत्यगीतादिकंचरेत् ॥

અર્થ—હે નારદ! શ્રી સત્યપ્રભુના પ્રસાદને મનુષ્યે અતી આનંદ તથા ભક્તિ સહીત ભક્ષણ કરવો. અને તે દહાડે શ્રી સત્યનારાયણ પ્રભુ સન્મુખ નૃત્ય ગાનાદિક કરવું, કેમકે પ્રભુને તથા સર્વ દેવને સંગીત અતી પ્રીય છે તેથી હે નારદ! તે દિવસે સંગીત કળાથી પ્રભુ પ્રસન્ન કરવા. એવા શાસ્ત્રના આધાર પરથી સિદ્ધ થાય છે કે, પ્રભુ સંગીતથી અતી આનંદ માને છે. એવા વિચારથી આ સંગીત કથાનો પ્રારંભ, વીક્રમ સંવત ૧૯૭૦ ના ચૈત્ર શુકલ નૌમી " રામનોમ " ને દીને કર્યો. અને પ્રભુ કૃપાથી મનુષ્યોના મનરંજન કરવાવાળા જાણીતા તથા પ્રસિદ્ધ થયેલા જૂદા જૂદા રાગોમાં સાઠ બાસઠ ગાયનો સેં મારી મતી અનુસાર બનાવ્યાં, ને પ્રભુની પૂર્ણ કૃપાએ કરી માહીમ મધ્યે શ્રી ગોપાળલાલ પ્રભુના આશ્રમ તળે

રહી સંવત ૧૯૭૦ ના વૈશાખ સુદ ત્રીજ ( અખાત્રીજ ) ને દિવસે પ્રભુ પ્રતાપથી આ ગ્રંથ પૂર્ણ કર્યો. એજ.

અહો સુજ્ઞ વાંચક! પ્રભુનો થોડો મહીમા શ્રવણ કરો કે—

विशेषःतकलियुगेसत्यपुजाफलप्रदा ॥

વિષેશ કરી આ કળીકાલમાં શ્રી સત્યનારાયણ પ્રભુની પૂજા ફળદાયક છે.

श्रृणोतिचकथांपुण्यांभक्तियुक्तःफलप्रदम्

આ શ્રી સત્યનારાયણ પ્રભુની મહા ફળદાયક તથા સર્વ દુઃખને કાપવાવાળી કથા જે મનુષ્ય અતી આનંદ સહીત ભકિત તથા શ્રદ્ધા રાખી શ્રવણ પઠન કરે છે,

धनधान्यादिकंतस्यमेवत्सत्यप्रसादत

તે પુણ્યાત્મા જીવને શ્રી સત્યપ્રભુના પ્રસાદથી ધન ધાન્યાદિક તથા પુત્રપરીવારનું સુખ પ્રાપ્ત થાય છે, તો આવા પ્રભુનું પૂજન તથા કીર્તન તથા ભજન, આ મહા અઘોર કળીયુગ વીષે તાદ્રસ્ય ફળદાયક છે. શ્રધાળુ વૈષ્ણવો. આ શ્રી સત્યપ્રભુને પ્રિય એવા સંગીતગ્રંથને અતી આદર સહીત સ્વીકાર કરશે, કેમકે સર્વ ધર્માત્મા ગૃહસ્થોએ પ્રભુના ગુણાનુંવાદ યુકત આ પુસ્તકને અવશ્ય ઘરમાં પધરાવવું. તથા પોતાના પૂજન સ્થળમાં રાખી, શ્રદ્ધા તથા ભકિત

સહીત પાઠ કરવો; તેમ કર્યાથી મનુષ્યના સર્વ દુઃખને નાશ થાય છે. શ્રી સત્યનારાયણની કથાનો સમય રાત્રીનો રાખવાનો પ્રચાર છે અને કથા કરાવનાર ગ્રહસ્થને તે લંબાણ કથા પૂરી થાય ત્યાં સુધી સવારથી અપવાસી રહેવું પડે છે. તેથી કંટાળી જવાય છે તેમ ન થાય અને શ્રધાળુ જનોને સર્વ હકીકત સમજાવી શકાય એવી આ ચાલુ જમાનાના રસિક રાગોથી ભરપૂર શ્રી સત્યનારાયણ પ્રભુની સંગીત કથાનો લઘુ ગ્રંથ બનાવ્યો છે. આશા છે કે સર્વ શ્રધાળુ તેનો યથામતિ ઉપયોગ કરશે.

## વૈષ્ણવોને વિશેષ સુચના.

આ શ્રી સંગીત કથા મુળ સંસ્કૃત કથાપરથી બનાવી છે. એટલે તેમાં ઘણાખરા ગાયનોની અંદર સંસ્કૃત તથા હિન્દી ભાષાનો સમાવેશ થયેલો છે. તો વાંચક, તે વિષે તમારે ગભરાવું નહીં, કેમકે તે સર્વ ગાયનોનું શુદ્ધ ગુજરાતી સહવીસ્તાર ભાષાન્તર કરેલું છે. તથા દરેક ગાયનોની તુકના અનુક્રમસર નંબર પણ ગોઠવ્યા છે. તે શા માટે કે, ગાયન વાંચો ને વખતે સમજુતી ન પડે કે, કઇ લીટીનું ભાષાન્તર હશે? તો તેની સમજુતી માટે

દરેક ગાયનોની લીટીઓના ભાષાન્તર પર નંબર ગોઠવ-
વામાં આવ્યા છે.

લી૦ શ્રી ગોપાલ ચર્ણાનુરાગી.
**મુખીયાજી તુલસીદાસ માધવજી,**
માહીમ ( મુંબઇ. )

---

અનુક્રમણિકા.

## અધ્યાય પહેલો.



---

## અધ્યાય બીજો.



---

## અધ્યાય ત્રીજો.



---

## અધ્યાય ચોથો.



## અધ્યાય પાંચમો.

# શ્રી સત્યનારાયણ સંગીત કથા.

શ્રી ગણેશાય નમઃ શ્રી શારદાય નમઃ
શ્રી ગુરુભ્યો નમઃ
અથ શ્રી સત્યનારાયણ સંગીત કથા
અધ્યાય ૧.

——:o:——

પ્રભુ સ્તુતિ.

જોડીને પ્રભુ હાથ નાથ પ્રણમુ આશા પુરો માહરી,
યાચુ સાહ્ય કૃપા ઉમેદ મુજને ગાવા લીલા તાહરી;
તુલસીદાસ કરી કથા સુપ્રેમે, સંસ્કૃત લૈ સારને,
ગાવા તે ગુણ આ સમાજ સ્થળમાં ઉભો દયા ધારજે.

---

પ્રભુ સ્તુતિ.

દામોદર મમદીલ દુખ હરો ( ૨ )
ઈષ્ટદેવ હો આપ હમારા ( ૨ ) બીનતી રાધે સહ ધ્યાન
ધરો—દામો૦
દોઉ કરજોરી પરોંમેં પૈયાં ( ૨ ) હમ ગિરીનારૈકો નાથ
ખરો—દામો૦

તુલસીદાસકી ઈતની બીનતી (૨) દીનદાસ પેં દયા
કરો—દામો૦

---

### પ્રભુ સ્તુતિ.

શ્રી રઘુનંદન કરોં તોહી વંદન, ગોકુલચંદ શ્રી નાથ
હમારો—શ્રી૦
યાચોં સહાય કૃપા કર જોરી (૨) મૈં તો ગૃહ્યો પ્રભુ
સર્ણ તુમારો—શ્રી૦
બલ્લભ બંસમે પ્રગટી પ્રભુ સબ (૨) દૈવી જીવોંકા
કીન ઉદ્ધારો—શ્રી૦
ઐસેં ગોપાલજી તુલસીદાસકી, (૨) પુર્ણ કૃપા કરી
બીનય સ્વીકારો—શ્રી૦

---

### શ્રી ગણપતીની સ્તુતિ.

શ્રી ગણપતી ગુણ ધર સુમરીએ, તુંને સુમરીએ દુઃખ
પરહરીયે—શ્રી૦ ગણ૦
શંકર નંદન, આનંદકંદન,
અસુર નીકંદન, જય જગવંદન,
હાંરે....એવાં દુખહર સુખકર ઉર ધરીયે—શ્રી ગણ૦

આ શ્રી ગણપતિની સ્તુતિ કરી રહ્યા બાદ શ્રી સરસ્વતી માતાનું મનમાં સ્મરણ કરી આ શ્રી સત્યનારાયણ સંગીત કથાનો પ્રારંભ કરવો.

---

## ગીતી.

એકદા નૈમિષારણ્યે, શૌનકાદી અઠાસી સહસ્રમુની. ૧
તહાં સૂત મુની આયે, જાને અઢારે શાસ્ત્ર મહા ગુની. ૨
સૂતકો સન્માન કીનો, બૈઠારે હાટક આસન આંની. ૩
શૌનકકીય પુની પ્રશ્ના, કહો કથા પ્રભુ હોય સુખદાની. ૪

એક વખત નૈમિષારણ્યમાં, શૌનક આદી અઠાસી હજાર રૂષીઓ બેઠા બેઠા પ્રભુનું ગુણ ગાન કરી રહ્યા છે (૧) તેવામાં ત્યાં અઢારે પુરાણ જાણવાવાળા શ્રી સૂતપુરાણિક પધાર્યા (૨) સર્વે મુનીઓએ શ્રી સૂતપુરાણીકને પધારેલાં જોઇ, અતી-આદર સહીત સુવર્ણનું સીહાસન બેસવા આપ્યું. એટલે તે આસન પર શ્રી સૂતપુરાણીકજી બીરાજ્યાં (૩) એટલે જેમને કથા પુરાણ સાંભળવાનો બહુ પ્રેમ છે, એવા શૌનક-મુનીયે બે હાથ જોડી વીનંતી કરી કે, મહારાજ, અમે સર્વે મુનીયો દુઃખને દૂર કરવાવાળી તથા સુખને દેવાવાળી કથા સાંભળવાની ઇચ્છા રાખીએ છીયે. તો હે પ્રભુ, એવી કોઇ સુખકારક કથા અમોને કહો. (૪)

## અવસર.

શૌનક મુનીકા ઐસો પ્રશ્ન સુની કાન (૨)
અઢારે પુરાન જાને, સુતમુની ગુનખાન (૨)
કહત કથા સુખદાન—શૌ૦
સુનો શ્રોતા ચિત્ત દઈ, સૂતમુની કથા કહી (૨)
સત્યનારાન ભગવાન—શૌ૦
પુની બોલે સૂતગુની, સુનીએ શૌનકમુની (૨)
સત્ય પ્રભુકર ગુનગાન—શૌ૦

શૌનકમુનીનો એવો પ્રશ્ન શ્રવણ કરી (૧) અઢારે પુરાણ જેમની જીભ્યામાંજ વાસ કરી રહ્યા છે, એવા ગુણના ધામરૂપ શ્રી સૂતપુરાણીકજી, સુખને દેવાવાળી કથા કહેવા તૈયાર થયા (૨) હે શ્રોતાજનો! તમે ચિત્ત દઇ શ્રવણ કરો કે, જે શ્રી સૂતમુનીયે શ્રી સત્યનારાયણ ભગવાનની કથા કહી તે કથા હું તમોને કહું છું (૩) હવે સૂતપુરાણીકજી બોલ્યા કે, હે શૌનક, મન લગાડી શ્રી સત્યનારાયણ ભગવાનના ગુણગાન શ્રવણ કરો. (૪)

## હિન્ડી.

ઇચ્છા થઈ છે કથા સુણવા તમારી, તેથી સુણો મુની
કહું કથા સુખકારી.—૧

પુર્વકાલે બ્રહ્મતનય નારદ મુન્ય, કર્યો હતો પ્રશ્ન શ્રી
પ્રભુ સુ પુન્ય.—૨

તેહ કથા કહુછું હું તમારી પાસે, સુણી પાપીતણા
પાપ સહુ નાસે.—૩

તે કથા કરો પ્રિતથી શ્રવન, એક સમય નારદમુની
બ્રહ્મ તન.—૪

હે મુનીશ્વરો, તમોને કથા શ્રવણ કરવા ઇચ્છા થઇ, તો હું તમોને મહાસુખ કરવાવાળી કથા કહું છું (૧) હે શૌનક! આજે જેવો પ્રશ્ન તમોએ મારી પાસે કર્યો, તેવોજ પ્રશ્ન બ્રહ્માના પુત્ર નારદજીએ શ્રી કમલાપતિ ભગવાન પાસે કર્યો હતો. (૨) તે કથા હું તમારી પાસે કહું છું, અહો મુનીશ્વરો આ કથાના શ્રવણ માત્રથી પાપીના પાપ રૂપ મહા પહાડ હોય તેને ઇન્દ્રના વજ્ર રૂપ આ કથા એક ક્ષણમાં નાશ કરે છે. (૩) એવી કથાને અહો મુનીયો, શ્રવણ કરો, કે પુર્વ કાલમાં એક વખતને સુમારે બ્રહ્માના પુત્ર એવા નારદજી. (૪)

સોરઠ.

આવ્યા મૃત્યુ લોકે નારદ મુનીવર કર ધર વીણારે—આ૦

ગાવે હરી ગુણ ધરી ઉમંગા, દીઠો પૃથ્વીનો કેવો રંગા;
લોક પીડાથી દુર્બળ શરીરે અતી ઘણારે— આ૦ ૧

એવી સ્થિતિમાં દીઠી છે શ્રષ્ટી, સર્વ લોક પામે અતી કષ્ટી;
મનુષ્ય દુઃખી જોઈ થયા છે મુની દયામણારે—આ૦ ૨
આતે દુઃખ દૂર કેમ થાશે, ચાલ જઉં લક્ષ્મીપતિ પાસે;
એવું વિચારી ચાલ્યા મુનીવર પરવીણારે— આ૦ ૩

કે જેમણે હાથની અંદર વીણા ધારણ કરી છે, એવા નારદજી મૃત્યુ લોકમાં ફરતા ફરતા આવ્યા (૧) તે કેવી રીતે કે, એક હાથે તંબુર બજાવતા, તથા બીજે હાથે કરતાલ ને ધારણ કર્યાં છે, અને અતી આનંદ સહીત મુખમાંથી રાધે કૃષ્ણ, રાધે કૃષ્ણ, એવી ધુનમચી રહી છે એવા નારદમુનીએ ત્યાં પૃથ્વિનો કેવો રંગ જોયો કે (૨) મનુષ્યો નાના પ્રકારના રોગ, તથા કષ્ટે કરી અતી દુર્બળ થઇ રહ્યાં છે (૩) એવી રીતે મહા કષ્ટીમાં સર્વ શ્રષ્ટીને જોઇ, તથા સર્વ મનુષ્યોને અતી દુઃખ દસા ભોગવતાં જોઇ (૪) મહાત્મા એવા નારદ મુનીને દયા ઉત્પન થઇ (૫) અને કહેવા લાગ્યા કે, અરેરે, આ બધા મૃત્યુલોકના પ્રાણીઓનું, આવું મહા ભયંકર દુઃખ તે કેવી રીતે દૂર થાય, તેથી કરીને, કમલાપતિ, અનાથના નાથ એવા પ્રભુ પાસે આ દુઃખ નિવેદન કરૂં (૬) એવો વિચાર કરી મહા પ્રવીણ એવા નારદમુની ત્યાંથી ચાલ્યા તે. (૭)

ગીતી.

વિષ્ણુ લોકે તે ગયા છે, ભગવત કમલાસહ રાજે જ્યાંહે;
એવા પ્રભુને નીરખી, બે કર જોડી સ્તુતિ કરે ત્યાંહે. ૧

વીષ્ણુ લોકમાં જ્યાં શ્રી વીષ્ણુ ભગવાન લક્ષ્મી સહીત બીરાજી રહ્યા છે ત્યાં ગયા (૧) અને જેમણે હાથમાં શંખ ચક્ર, ગદા, પદ્મ ધારણ કર્યાં છે, તથા પીળાં પીતાંબર પહેરેલાં છે, એવા પ્રભુના દર્શન કરી બે હાથ જોડી નારદજી સ્તુતિ કરવા લાગ્યા.

### श्लोक

नमोवाङ्मनसाती तरूपायानंतशक्तये
आदिमध्यांतहीनाय निर्गुणायगुणात्मने
अहोलक्ष्मीकंतमू निश्वरहंतमभगवदे
नमामीभक्तवत्सलं, जयतेजयतेनारायणं ॥ १ ॥

હે પ્રભુ, તારૂં રૂપ વાણી અને મન કોઇનાથી જણાય નહી એવું છે. હે પ્રભુ તારી શક્તિ અનંત છે. અને હે હરિ, તમને આદિ, મધ્ય અને અંત નથી, હે વીભો ! તમો નીર્ગુણ છતાં ભકતોનું દુઃખ મટાડવાથી સગુણ છો, હે લક્ષ્મીપતિ, હે રાક્ષસોના નાશ કરવાવાળા, ભગવાન! તમોને વારંવાર નમસ્કાર કરૂં છું. હે ભક્તવત્સલ, તમારી જય થાઓ.

### ધનાશ્રી.

વિષ્ણુ બોલ્યા છે વચન, નારદ પ્રત્યે વિષ્ણુ બોલ્યા છે વચન;
આવો બેસો નારદ મમ પાસે, (૨) બહુ દિને થયાં દરશન—
નારદ પ્રત્યે.

આસન બેસાડી પુછે પ્રભુજી (૨) કેમ થયું આગમન—
નારદ પ્રત્યે.
બ્રહ્મ તનય તવ હર્ષિત વદને (૨) કરે મહી દુઃખ નિવેદન—
નારદ પ્રત્યે.

એ પ્રમાણે નારદમુનીએ પ્રભુની સ્તુતિ કરી, ત્યારે શ્રી વિષ્ણુ ભગવાન બોલ્યા કે, (૧) અહો મુનીવર, પધારો, પધારો, આપના ઘણાંજ દિવસે દર્શન થયાં (૨) એમ કહી મુનીનારદને બેસવા આસન આપ્યું. અને ફરીથી ભકતવત્સલ શ્રી વિષ્ણુ બોલ્યા કે, અહો મુનીશ્વર કહો આપનું પધારવું શ્યા હેતુથી થયું (૩) એવું પ્રભુનું સુધાસમાન વચન શ્રવણ કરી બ્રહ્માના પુત્ર નારદ, હસતે મુખે પૃથ્વિનું દુઃખ નિવેદન કરવા લાગ્યા કે હે નાથ શ્રવણ કરો. (૪)

ગીતી.

દુઃખ અતી મનુ લોકે, દુષ્કાલે પીડીતો કમલાનાભી;
નાના યોની સમુત્યે, પચ્યંતે પાપ કર્મભિ પ્રભુ તોભી.

પ્રભુ, મનુષ્ય લોકમાં અતી અઘોર નાના પ્રકારના દુઃખો તે કેવાં કે, મહા ભયંકર દુષ્કાલ, અને વિવિધ પ્રકારના અતી દુઃખ દાયક રોગોએ કરી, હે નાભીમાં કમલ ધારણ કરનાર પ્રભુ, સર્વ જીવો અતી દુઃખી છે (૧) અને હે નાથ, પ્રાણીયો નાના પ્રકારની યોનીઓમાં અવતાર ધારણ કરી પોતાના પાપ કર્મનો ઉપભોગ લે છે. તે છતાં પણ—

## પીલુનો ખરવો.

નાથ નાથ કમલાપતિ મોરે, લાગુંમે બારહી પાવનતોરે—ના૦
જો પ્રભુ મુજપર કૃપા હોય તો (૨) એવો ઉપાય પ્રભુ
મુજને કહોરે—ના૦
અલ્પ ઉપાયેં બની શકે તેવું (૨) જેહ કરે દુઃખ જાય
પરોરે—ના૦
એવાં વચન સુણીને નારદનાં (૨) હસતે વદન કહે શ્રી
ભુધરોરે—ના૦

હે નાથ, હે કમલાપતિ, હું તમોને વારંવાર નમસ્કાર કરી કહું છું કે (૨) પ્રભુ, જો આપની મારાપર પુર્ણ કૃપા હોય તો, મને એવો ઉપાય કહો કે (૨) થોડાજ ખર્ચે કરી મનુષ્યોનું દુઃખ દૂર થાય (૩) એવું નારદનું વચન શ્રવણ કરી પ્રભુ હસતે હસતે કહેવા લાગ્યા કેઃ— (૪)

હુકમ સીરપર ધારૂં—એ રાગ.

ધન્ય બુદ્ધિ મુની તારી, (૨) બુદ્ધિ તારી છે જન હિતકારી—
એજી એજી બુ૦ ધ૦
તુજને જાણી પ્રાણસ્નેહી કહું વૃત સુખકારી, વૃત સુખકારી
જન હીતકારી—ધ૦
સત્યનારાયણ બ્રહ્મપરાયણ, પ્રભુ જે સુખકારી (૨)

જે સુખકારી પુજે પ્રીતધારી, એજી એજી જે સુખકારી
પુજે પ્રીતધારી—ધ૦

અહો મહામુને નારદ ! તારી બુદ્ધિને ધન્ય છે, કેમકે તે મનુષ્યોપર મોટો અનુગૃહ કરવો ધાર્યો (૧) તેથી કરી હે નારદ હું તને મારો પ્રાણપ્રિય ભક્ત જાણી, તને જે વૃત કહું છું, તે કરેથી મનુષ્યોનું હીત થશે (૨) તે કયું વૃત કે, શ્રી સત્ય પ્રભુને પ્રીતથી પૂજવાથી મનુષ્યોના મનના મનોરથ સિદ્ધ થશે, અને સર્વ સુખ સંપાદન કરી, પૃથ્વી પર ઘણા સુખનો ઉપભોગ લઈ અંતે શ્રી સત્ય લોકવાસી થશે. એવું ભગવાનનું વચન શ્રવણ કરી મહાત્મા નારદ, કે જેમને મનુષ્યોપર મોટો ઉપકાર કરવાનો ઉમંગ છે એવા જન હીતકારી મુનીશ્વર શ્રી વિષ્ણુ પ્રત્યે બોલ્યા કેઃ—

મારા તનમાં મનમાં ભર્યો છે—એ રાહ.

અહો લક્ષ્મીની કેતુ, મનુજન હેતુ, મુઝેં બુઝાઇયે આજ—
અહો૦

સો વૃત કૈસી વિધિસેં કરનો (૨) ચૈહેંકા પૂજાકો સાજ—
અહો૦

આગે યે વૃત પ્રભુ કીને કીયોથો (૨) કૈસેં બનેસો
મહારાજ—અહો૦

કૌન દિન વારફલ પુજનકો (૨) બુઝાયેં કૃપાનીવાજ—
અહો૦

અહો રમાનીવાસ, મને મનુષ્યોના હિતાર્થે સમજાવીને કહો કે આ વૃત કેવી રીતે કરવું, અને આ વૃત કરવામાં પૂજનની શી સામગ્રી જોઇએ છીયે, અને આ વૃતને પૂર્વે કોણે કર્યું હતું, અને તે કેવી રીતે બને છે, અને હે નાથ, આ વૃત કરવાનો કયો દિવસ, અને કયો વાર ફલદાયક છે તે પણ હે કૃપાનીવાજ, મને સમજાવીને કહો. એવું નારદનું વચન શ્રવણ કરી, પ્રભુ કહે છેઃ—

કવાલી.

નારદ સુન બાત તું મારી, પુજન વિધિ કહું બીરતારી,
યહી વૃત સુર તરૂ સમાને, કરે સો પાવે ધન ધાને;
રોગ શત્રુ પીરા જાવે, પ્રભુ કો પુજે જન ભાવે,
તુઝેં મમ પ્રાણ પ્રિય જાની, આગેં કહું સુનહુ પ્રીત આની——
નારદ૦

હે પરમયોગી નારદ, મારી વાત શ્રવણ કરો. હું તમોને શ્રી સત્યનારાયણના વૃતની વિધિ કહુ છું, કે આ વૃત કલ્પવૃક્ષ બરોબર છે, કેમકે આ વૃત કરવાથી સર્વ સુખસંપત્તી સંપાદાન થાય છે. અને જો શ્રી સત્યનારાયણ પ્રભુનું કોઇપણ માણસ પ્રીતિ સમેત પૂજન કરે છે; તેના રોગ દોષ શત્રુ પિડાદિક સર્વ નાશ પામે છે. અને હે નારદ, હું તને મારા પ્રાણથી પણ અધીક વહાલો જાણી પ્રભુના પૂજનનું મહાત્મ કહુંછું તે તું શ્રવણ કર.

॥ श्लोक ॥

सौभाग्यसंततिकरंसर्वत्राविजयप्रदम् ॥
यस्मिन्कस्मिन्दिनेमर्त्योभक्तिश्रद्धामान्वितः ॥ १ ॥
सत्यनारायणंदेवंयजेचैवनिशामुखे ॥
ब्राह्मणैर्बांधवैचैवसहितोधर्मतत्पर ॥ २ ॥

હે નારદ, આ શ્રી સત્યનારાયણનું વ્રત સૌભાગ્ય તથા સંતતી આપનારૂં છે. અને આ વ્રત મનુષ્યે હરકોઇ દિવસે શ્રદ્ધા તથા ભક્તિ સહીત સગા સ્નેહી તથા બ્રાહ્મણો સાથે સાયંકાળે કરવું, અને હે નારદ, આગળ શ્રવણ કર, હવે જે શ્રી સત્યનારાયણને નૈવેદ્ય ધરવું જોઇયે, તેમાં શું શું વસ્તુઓ જોઇએ તે સાંભળ.

ભુજંગી છંદ.

સવાશેર લેવો રવો ઘઉંકેરો, મહી ઘૃત ખાંડ મેળી કરવો શીરો,
વળી દૂધ નાખવું તે કરતી વેળા, વળી સામગ્રીની મહી ધરવાં કેળાં;
પણ કેળાં પ્રભુને અવશ્ય ધરવાં, જેહથી કરી પ્રભુને પ્રસન્ન કરવા,
તેથી વધારે કરવા હોય શક્તિ, નહી તો કરો આટલું રાખી ભક્તિ.

સવાસેર ઘઉનો રવો, સવાસેર ખાંડ, સવાસેર ઘી, તથા દુધ, તે સર્વ વસ્તુ સવાસેર સવાસેર લેવી, અને તેનો સીરો બનાવવો. તથા બીજા મેવાઓની અંદર પ્રભુને કેળાં ધરવાં. કેમકે કેળાં પ્રભુને અતી પ્રીય છે. તેથી પ્રભુને પ્રશ્ન કરવા માટે, કેળાં અવસ્ય ધરવાં. હે નારદ, જો આથી વધારે શકિત હોય તો કરવું પણ આટલું તો ભકિત સહિત અવસ્ય કરવું (૪ અને વખતે જો ઘઉંનો રવો ન મલે તો ચોખાના લોટનો સીરો કરવો, અને સાકર અથવા ખાંડ ન મળે તો તેને બદલે ગોળનો ઉપયોગ કરવો. એ પ્રમાણે સર્વે સામગ્રી તૈયાર કરી, પ્રભુનું પૂજન કરી.

આજ શ્યામ મોહીલીનો બાંસરી—એ રાહ.

શ્રવણ કરવી કથા પછી પ્રીતે થકી ભાયરે;
કથા શ્રવણ કરતાં પ્રભુ રટો મન માંહિરે—શ્રવણ૦
કથા રહે વંચાઇ પુર્ણ અથ ઇતિ જયારેરે,
દાન દેવું મહીસુરોને યથાશકિત ત્યારેરે—શ્રવણ૦

પછી અતી આનંદ સહીત શ્રી સત્યનારાયણ પ્રભુની કથા સાંભળવી. (૧) અને કથા શ્રવણ કરતાં પ્રભુનું મનમાં સ્મરણ કર્યા કરવું. અને હે નારદ, જયારે કથા વંચાઇ રહે ત્યારે પોતાની શકિત પ્રમાણે બ્રાહ્મણોને દક્ષણા આપવી અને કથા શ્રવણાર્થે જે સગા સ્નેહી આવ્યાં હોય તે સર્વને ભોજન આપવું.

## ગીતિ.

પ્રસાદ પ્રીતે લઇને, નૃત્ય ગાન પ્રભુ રીજવવા કરવું;
પછી પ્રભુપદ લાગી, સમરણુ કરતે ધામે પરવરવું.

અને પોતે પણુ અતી આનંદ સહીત પ્રસાદ ભક્ષણુ કરવો અને તે દિવસે પ્રભુને પ્રસન્ન કરવા માટે નૃત્ય ગાનાદી કરવું. કેમકે પ્રભુને નૃત્યગાન અતી પ્રીય છે. પછી શ્રી સત્ય-નારાયણુ પ્રભુને વારંવાર નમસ્કાર કરી પોતપોતાને ઘરે પ્રભુનું સ્મરણુ કરતે કરતે જવું.

ઇતી શ્રી સ્કંધ પુરાણે રેવાખંડે કાવ્યાકૃત
સત્યનારાયણુ કથાયાં ૧ અધ્યાય.
બોલો શ્રી સત્યનારાયણ દેવકી જય.

## અધ્યાય ૨ જો.

મધુર સ્વર સમલાય—એ રાહ.

સૂતજી બોલ્યા વચન, શૌનક સુણો સૂતજી બોલ્યા વચન.
આ વૃત પુર્વ જેણે કર્યું તું (૨) તેહ કરોને શ્રવન—શૌનક૦
શિવપુરી કાશી ત્યાંનો નિવાસી (૨) વિપ્ર સતાનન
નિર્ધન—શૌનક૦
વ્યાવૃતિ કરતો નગ્રમાં ફરતો, (૨) ક્ષુધાએ પીડીત છે
તન—શૌનક૦

શ્રી સુત પુરાણીકજી ફરીથી બોલ્યા કે, અહો મહામુને શૌનક, શ્રવણ કરો (૧) આ મહામંગળકારી શ્રી સત્યનારાયણ ભગવાનું વ્રત પુર્વકાલને વીષે કોણે કર્યું હતું. એવો પ્રશ્ન મુની નારદે, ભવભયહરનાર તથા અતિ સુખકરનાર, સ્રજ્જનહાર એવા શ્રી વિષ્ણુ ભગવાનને પુછયો ત્યારે પ્રભુ બોલ્યા કે, હે મુની શ્રવણ કરો. (૨) પુર્વે શ્રી સદાશીવ નીવાસ સ્થાન રમણ્ય એવી શ્રી કાશીપુરી વીષે. કોઈ સતાનંદ નામનો મહા નિરધન બ્રાહ્મણ, રહેતો, (૩) તે મહા દુઃખી બ્રાહ્મણ નગ્ર વિષે ઘરે ઘરે ભીખ માંગી રહ્યો છે, કેમકે એક તો પોતે વૃદ્ધ બીજું દરીદ્ર અને ત્રીજુ ભુખનું મહા દુઃખ, એવા મહા સંકટથી પીડાએલો તે બ્રાહ્મણ (૪)

ગીતિ.

ભ્રમણ ભૂતલમાં કરતો, નટવર નાગર સુખકર મુખ રટતો;
મારા પુર્વના પાપે, અહાહાહા કલેશ નથી મટતો.

નીશદિન ભિક્ષા કરવાને પૃથ્વીમાં ભ્રમણ કરી રહ્યો અને મુખે પ્રભુનું સ્મરણ કરતો કહે છે કે, (૧) અહાહાહા! મારા પુર્વના મહા પાપે કરી, આ સમુદ્ર સ્વરૂપ દરીદ્ર મટતું નથી.

દાસપરે દયા લાવોરે—એ રાગ.

વારે ચઢો પ્રભુ મારીરે....એ (૨) શ્રી વિશંભર........
ભિક્ષા કરૂં એક સ્થળે, પેટ પુરૂં નવ મળે (૨) હું જાઉં
બીજે સ્થળ આશા ધારીરે—શ્રી વિશંભર૦
તોયે વૃથા ધક્કો હાયે, પેટ પુરૂં નવ થાયે (૨) એવા
દુઃખે કરી ગયો હારીરે—શ્રી વિશંભર૦
હાય હવે ભુખ લાગી, જોર નથી શકું માગી (૨) પ્રાણ
જાવાતણી થઇ ત્યારીરે—શ્રી વિશંભર૦

તેથી કરી હે પ્રભુ! હે ભરણ પોષણ કરનાર, વીસ્વંભર! મહારી સ્હાયથા. (૧) હે નાથ મારો એવો ક્યો અપરાધ કે, હું એક ઠેકાણે ભીક્ષા કરૂં તોપણ પેટપુર્ણ નમલવાથી બીજે સ્થલે જાઉં છું (૨) હાય.... તોપણ મને વૃથા ધક્કો પડે છે, અને મારૂં પેટ પુર્ણ થતું નથી, અરે રે પ્રભુ, હું એવા દુઃખે કંટાળી ગયો છું (૩) અરે પ્રભુ, તારી ગતી અતી ગહન છે, અરેરે! વળી મને આ ઓછામાં પુરી ભુખ લાગી, હાય હાય, મારા પગમાં હવે જોરનથી રહ્યું કે હું, માગીને પણ ઉદર પુર્ણા કરૂં, ઠીક .... .... હરી હરી, હવેતો મર્ણ સમય નજીક આવ્યો. (૪)

શાને રડે છે તું સુન્દરી—એ રાગ.

ભીડભંજન ભીડ ભાંગવા, વૃદ્ધ વપુ ધર્યું નાથ;
વૃદ્ધ તે નેત્રે સુજે નહીં, ધરે આંખેરે હાથ—ભીડ૦

સતાનન જેહ સ્થળ પડયો, ત્યાં ગયા ઘનશ્યામ;
લાગ્યા પ્રભુ તેને પુછવા, કેમ કરેરે તું આમ—ભીડ૦

એટલું કહેતામાં, તે સતાનન મર્ણ તુલ્ય થઇ પૃથ્વી પર પડયો, એટલે, જેમને વિપ્રોપર વ્હાલ, ગૌભકતના પ્રતીપાલ, શ્રી નંદલાલ, એવા ભીડભંજન પ્રભુએ સતાનનનું, મહાકષ્ટ કાપવા વૃદ્ધ બ્રાહ્મણનું સ્વરૂપ ધારણ કર્યું (૧) તે કેવું કે, એક હાથમાં જેષ્ટીકા ધારણ કરી છે, અને પોતે વૃદ્ધ હોવાથી નેત્રે સુજતું નથી તેથી આંખે આડા હાથ ધરતા ધરતા (૨) જે સ્થલે સતાનન પડેલો હતો, તે સ્થલે, જેમણે વૃદ્ધ સ્વરૂપ ધારણ કરેલું છે, એવા ભકત ભયહારી પ્રભુ ગયા. (૩) અને સતાનનને કહેવા લાગ્યા કે, હે બ્રાહ્મણ, તું આ રસ્તા વચે આવી સ્થિતિમાં કેમ પડયો છે. (૪)

દોહા.

સતાનન સંભારી કે, ઉઠ પરા વૃદ્ધ પાય,
અપનો દુઃખ નિવેદન કરી, પુનીઅસ બીનય સુનાય.

એવું પ્રભુનું સુધા સમાન વચન શ્રવણ કરી, તથા પ્રભુની અમી દ્રષ્ટીએ જેમના શરીરમાં કૌવત પ્રાપ્ત થયું, એવો સતાન સંભાળીને પૃથ્વિ પર પડયો હતો ત્યાંથી ઉઠયો, અને આ કોઇ વૃદ્ધાવસ્થાનો બ્રાહ્મણ છે, એવું ધારી, વીપ્રરૂપ પ્રભુના પગમાં પડયો, અને પોતાનું દુઃખ તે વૃદ્ધરૂપ પ્રભુને કહેવા લાગ્યો, કે મહારાજ, હું એક મહા દુઃખી

બ્રાહ્મણ છું, અને મારા ઘરમાં એક ટંક ખાવા જેટલું પણ અનાજ નથી, અને હું વૃદ્ધ હોવાથી બીજો કંઈ પણ ઉદ્યમ કરવાને અશક્ત છું. મહારાજ! હું ઘણા દુઃખ સમુદ્રમાં ડુબેલો છું. એવું કહી સતાનન ફરી પ્રભુના પગમાં પડી કહેવા લાગ્યો કે,

( મહેતાજીરે, શું મહી મુલ બતાવું )—એ રાગ.

મહારાજારે, લાગું તુમારે પૈયા, યે ગરીબનપેં કરી દૈયા.
ઝુલ—જાણતા હો કાંય ઉપાયરે, જેથી દરિદ્ર મારૂં જાયરે,
એવું કહેવા કરો કૃપાયરે;
મહારાજારે, આપ સરનમેંત કૈયાં, યે ગરીબનપેં કરો દૈયા.

હે મહારાજ! હે વીપ્રવર, હું તમને વારંવાર નમસ્કાર કરૂં છું. મહારાજ! આ ગરીબ પર દયા કરીને ( ૧ ) જો આપ કાંઇ એવો ઉપાય જાણતા હો કે, જેથી કરી મહારૂં દરીદ્ર જાય, એવું કહેવાની કૃપા કરશો. ( ૩ ) કેમકે, મહારાજ! હવે તો મેં આપ વૃદ્ધનુંજ સરણ તાકયું છે, તેથી મારાપર દયા કરો, દયા કરો.

કવાલી.

વિપ્ર સુણ વાત તું મારી, કહું વૃત તુજને ફલકારી,
સત્યદેવનું પુજન કરજે, પ્રભુનું ધ્યાન તું ધરજે;
તેથી તુજ કાજ સિદ્ધ થાશે, દરીદ્ર દુઃખ સૌ જાશે,
એવું કહી કહી પૂજાની રીત, પૂજન કીધે સુખી તું ખચીત.

એમ કહી સતાનન સાષ્ટાંગ દંડવૃત કરીને બે હાથ જોડી ઉભો રહ્યો, ત્યારે વૃદ્ધ વિપ્ર રૂપ ધારણ કર્યું છે એવા પ્રભુ કહેવા લાગ્યા કે, હે વિપ્ર, શ્રવણ કર, હું તને મહા ફલ દાયક વૃત કહું છું (૧) તે કયું વૃત કે, તું શ્રી સત્ય-નારાયણ ભગવાનનું પૂજન કરજે, અને અતી આનંદ સહિત તેમનું સ્મરણ કરજે (૨) હે વિપ્રોત્તમ સતાનન, તેમ કર્યાથી તારા મનના મનોરથ પુર્ણ થશે, તથા તારા દરીદ્ર રૂપ સમુદ્રને આ કથા રૂપી અગસ્તમુની, કે જેમણે એકજ અંજ-લીમાં સર્વ સમુદ્ર સોષ્યો હતો, તે પ્રમાણેજ, તારાં સર્વ દુઃખો નષ્ટ થશે. (૩) એમ કહીને વૃદ્ધ વિપ્ર શ્રી સત્ય-નારાયણ પ્રભુની પુજાની સર્વ રીત સતાનનને કહી, અને ફરીથી કહ્યું કે, આ વૃત કરવાથી તું સુખી થઇશ. (૪)

## ગીતિ.

જરૂર આ વૃત કરજે, એમ કહી વૃદ્ધ રૂપે ભગવંતા;
અંતરધ્યાન પ્રભુ થ્યા છે, બહુ રૂપધર નટવર નિશ્ચેર હંતા.

અને ફરીથી કહ્યું કે હે વિપ્ર, તું આ વૃત જરૂર કરજે. એમ કહી વૃદ્ધ વિપ્રરૂપ ભગવાન કે (૧) જેઓ નટની માફક અનેક સ્વરૂપ ધારણ કરવામાં કુસલ, એવા પ્રભુ તેજ સ્થલે અંતર ધ્યાન થયા. (૨)

(છે જનપાલક ટાલક દુઃખનો)—એ રાહ.

તનમાં મનમાં ચટકી લાગી (૨) દરીદ્ર વિપ્રને ભારી.
રાત્રી પડી ગયો છે ઘેર, નઆવી નિદ્રા એક ક્ષણુ વેર,
ઉઠયો પ્રભાતે ઉલટ ભેર; પુજન મનમાં ધારી—તનમાં૦

એવો દેખાવ જોઇ સતાનનના મનમાં એવી ચટપટી લ.ગી કે, ર ત્રે ઘેર ગયો, પણ એક ક્ષણુ વાર નીદ્રા ન આવી અને સવાર થતાંજ આ.જે હું શ્રી સત્યનારાયણુ પ્રભુનું પુજન કરીશ. એમ વીચારતો,

સોરઠ.

ઉઠયો પ્રાતઃકાલે સતાનંદ ઉમંગ ધરીરે........ઉઠયો૦
નાઇ ધોઇ નીતકર્મજ કીધું, સંકલ્પ કરવા કરે જળ લીધું (૨)
આજની ભિક્ષામાં મળશે, તેથી પુજીશ હરીરે ... ઉઠયો૦
એમ કહી જળ ભૂમીપર ધરીયું, ભિક્ષાર્થે ગમન તેહી
કરીયું (૨)
મળ્યું ઘણું ધન ભિક્ષામાં, પ્રભુયે મહેર કરીરે—ઉઠયો૦

તે સતાનન બ્રાહ્મણુ અતી આનંદ સહીત વહેલો વહેલો, પ્રાતઃકાલ થતાંજ ઉઠયો. (૧) અને નાહી ધોઇ પોતાનું નિત્ય કર્મ સંધ્યા ગાયત્રી આદીક, જે હતું તે સર્વ કર્યું, અને વળી સંકલ્પ કરવા હાથમાં જળ લીધું (૨) અને બોલ્યો કે, હે સત્યદેવ, મને આજે ભીક્ષા કરતાં જે

દ્રવ્ય પ્રાપ્ત થશે, તેથી કરી હે હરી, હું આપનુ યથાવિધિ પૂજન કરીશ. ( ૩ ) એમ કહી હાથમાં લીધેલું જળ પૃથ્વિ પર રેડયું, અને ભીક્ષા કરવા માટે તે બહાર ગયો, તે દિવસે શ્રી સત્યનારાયણ પ્રભુની પુર્ણ કૃપાયે કરી સતાનનને ભિક્ષામાં ઘણું દ્રવ્ય પ્રાપ્ત થયું.

( ડરમાં તું દીલ સાથ )—એ રાહ.

આવ્યો પોતાને ધામ, સતાનન, આવ્યો પોતાને ધામ.
હાંરે........તે તો આવ્યો લાવ્યો બહુ દામ—સતાનન૦
પ્રીતેથી આવી, ઉલટ લાવી, વિપ્ર બોલાવીને પૂજા કરાવી,
તુલસી ચઢાવીને, કથા વંચાવી,
હાંરે..........તેણે તેડયાં છે સગાં તમામ—સતાનન૦

એવો સતાનન બ્રાહ્મણ બહુ દ્રવ્ય સંપાદન કરી પોતાને ઘરે આવ્યો ( ૨ ) અને અતી આનંદ સહીત બ્રાહ્મણને બોલાવી, શ્રી સત્યનારાયણ પ્રભુનું વૃત વિધિ અનુસાર તુલશી દલ ચઢાવી પૂજા કરાવી, અને કથા વંચાવી. ( ૩ ) તે મહા શુભ પ્રસંગમાં સતાનને પોતાના સગાસ્નેહી તથા મિત્રોને તેડી તે મહાશુભ ઉત્સવ નિરવિઘ્નતાથી કર્યો.

ગીતિ.

આ વૃત તણે પ્રભાવે, સતાનનને સુખ મળ્યું ભારી;
ભૂતલ સુખ ઉપભોગી, અંતે ગયો સતપુરે સીધારી.

એવા આ શ્રી સત્યનારાયણ ભગવાનના વૃતના પ્રભાવે કરી, તે સતાનન બ્રાહ્મણનું સર્વ દુઃખ દૂર થયું, અને અથાગ સુખ પ્રાપ્ત થયું (૨) તેથી તે શ્રી સત્ય પ્રભુનો આસ્તીક બ્રાહ્મણ, મહીને મહીને શ્રી સત્ય પ્રભુનું પુજન કરવા લાગ્યો. એવી રીતે પૃથિવ પર ઘણા સુખનો ઉપભોગ કરી અંતે તે શ્રી સત્યપુર વિષે ગયો.

॥ श्लोक ॥

एवं नारायणे नोक्तं नारदाय महात्मने ।
मयातत्कथितं विप्राः किमन्यत्कथयामिव ॥ १ ॥

શ્રી સૂત પુરાણીકજી બોલ્યા કે, અહો મુનીયો આ પૃથિવ વિષે એવું મહા ફલકારક શ્રી સત્યનારાયણ ભગવાનનું વૃત છે. તે મહાત્મા એવા નારદ મુનીને શ્રી લક્ષ્મિપતિ ભગવાને કહ્યું હતું, તે વૃત મેં તમોને કહ્યું. કહો હવે તમે શું સાંભળવાની ઇચ્છા રાખો છો?

લાવણી.

અઠાસી સહસ્ત્રમુની શૌનક બોલ્યા, હો સૂત પંડિત કૃપાનિધાન,
સતાનનથી આ વૃત સુણીને, કોણે પૂજ્યા શ્રી સત્યભગવાન;
સ્વામી તેહ સુણાવો અમને, તેહ સુણ્યાની મન ઇચ્છાય,
એવાં વચન મુનીયોનાં સુણીને, સૂતપુરાણીક બોલ્યા ત્યાંય.

એવું શ્રી સૂતપુરાણીકનું વચન શ્રવણ કરી, અઠાસી હજાર રૂષીઓ સહીત શૌનકમુની બોલ્યા કે, અહો પંડિત સીરોમણી સૂત! હે કૃપાનીધાન (૧) આ શ્રી સત્યનારાયણ પ્રભુના વ્રતને, તે સતાનન બ્રાહ્મણ પાસેથી શ્રવણ કરી, પ્રભુનું પૂજન કોણે કર્યું? (૨) સ્વામીન્; તે અમોને શ્રવણ કરાવો. કેમકે, નાથ અમોને શ્રી સત્યપ્રભુના ગુણ ગણ શ્રવણ કરવા અતી ઇચ્છા છે. (૩) એવાં સર્વ રૂષીયોનાં વચન શ્રવણ કરી શ્રી સુતપુરાણીક બોલ્યા (૪)

(અવસર ફેર ફેર નહીં આવે)—એ રાગ.

શાનક મુની કીજે કથામૃત પાન (૨)
એક સમય સતાનન બ્રાહ્મણ (૨) પુજતો સત્યભગવાન—શૌ૦
એક કઠિયારો તે સમે આવ્યો (૨) તૃષાથકી હયરાન—શૌ૦
પૂજન કરતો જોઇ સતાનન (૨) ભીલે પુછયું દઇ માન—શૌ૦
મહારાજા તમે આ શું કરોછો (૨) સતાનન બચન બખાન-શૌ૦
સુણ કઠિયારા પૂજુછું પ્રીતે (૨) સત્યનારાયણ સુખદાન—શૌ૦

હે શૌનકમુની, આ કથા રૂપી અમૃતનું પ્રીતે કર્ણો રૂપી પડીયા થકી પાન કરો. (૧) એક વખતે તે સતાનન બ્રાહ્મણ યથાશકિત શ્રી સત્યનારાયણ ભગવાનનું પુજન કરી રહ્યો છે. (૨) તેવામાં તૃષાયે કરી હેરાન થયેલો એક ભીલ તે સ્થળે આવ્યો (૩) તેણે જોયું તો સતાનન પુજન કરે છે. એવું જોઇ અતી આદરસહીત તે ભીલ બોલ્યો કે. (૪)

મહારાજ, તમે આ શું કરોછો? એવું ભીલનું વચન શ્રવણ કરી તે સતાનન બોલ્યો કે, (૫) હે કઠિયારા શ્રવણ કર. હું આ અતી આનંદ સહીત સર્વ સુખદાતા શ્રી સત્યનારાયણ પ્રભુનું પૂજન કરૂં છું. અહો કઠિઆરા! હું આ વૃતનું શું વર્ણન કરૂં, કે આથી મારૂં સર્વ દરીદ્ર દુર થયું. તથા પ્રભુના પૂજન પ્રતાપે આ સુખનો ઉપભોગ કરૂં છું. (૬)

(મારા ભાગ્ય તણો નહી પાર)--એ રાગ.

સુણ્યાં સતાનનનાં વચન, હર્ષો કઠિયારો મન ભારી---સુ૦
પછી પ્રીતેથી પાણી પીધું, કર્યો પ્રસાદ ભક્ષન;
આ કાષ્ટનું જે ધન મળશે, તેથી કરીશ હું પુજન---સુ૦
એવો સંકલ્પ કરી ભારો લીધો, કરતો પ્રભુ સ્તવન;
એક નગ્રમાં જઇને ઉભો, જ્યાં રહે બહુ ધનીજન---સુ૦

એવાં સતાનન વચન શ્રવણ કરી તે કઠિયારાને ઘણોજ આનંદ થયો. (૧) પછી સતાનને, તે કઠિયારાને જલપાન કરાવ્યું, તથા શ્રી સત્યનારાયણ પ્રભુનો પ્રસાદ આપ્યો, તેને તે ભીલે અતિ આનંદ સહિત ભક્ષણ કર્યો. (૨) અને ભીલે મનમાં વિચાર્યું કે, સર્વ સિદ્ધિદાતા શ્રી સત્યદેવજ છે, તો મારી અતિ દુર્બળ દશા છે, તો હું પણ શ્રી સત્ય પ્રભુને રીજાવું તો પ્રભુ મારા સર્વ દુઃખનો નાશ કરશે, તથા સુખ સુર્યનો પ્રકાશ કરશે. એવું વિચારી તે ભીલ શ્રી સત્યનારાયણ પ્રભુને નમસ્કાર કરી બોલ્યો કે, હે પ્રભુ, આજે હું આ કાષ્ટ

વેચીશ, તેમાંથી મને જે દ્રવ્ય પ્રાપ્ત થશે, તેથી કરી હે સત્ય નારાયણ પ્રભુ ! હું આપનું યથાવિધી પુજન કરીશ. (૩) એવો સંકલ્પ કરી જે કાષ્ટનો ભારો હતો તેને માથે મૂકી પ્રભુનું સ્મરણ કરતો કરતો, ત્યાંથી રવાનો થયો. (૪) તે એક વિશાળ નગ્રમાં જ્યાં બહુ ધનવાન મનુષ્યો રહેતા હતા તે સ્થળે ગયો, અને પોકાર કરવા લાગ્યો કે,

(અમૃત સરીખું સુખકારી)—એ રાહ.

અરે હું તો આરે મહોલ્લામાં આવ્યો, રે લ્યો શેઠ કાષ્ટ
લાવ્યો, કાષ્ટ લાવ્યો.
એ.......મુને આરે મહોલો મન ભાવ્યો રે લ્યો શેઠ કા૦
અરે હું તો બાવળની પાડો ખોદી લાવ્યો, રે લ્યો શેઠ કાષ્ટ
લાવ્યો—કા૦
એ........કાષ્ટ લેશે તે જન ફાવ્યો, રે લ્યો શેઠ કાષ્ટ
લાવ્યો—કા૦

લ્યો શેઠ કાષ્ટ લ્યો, કાષ્ટ ..........એ પ્રમાણે પોકાર કરતો તથા પોતાના કાષ્ટના વખાણ કરતો તે ભીલ તે નગ્રના માણેક ચોકમાં ઉભો. કે જ્યાં એક મોટા ગૃહસ્થને તે દિવસ કાષ્ટની જરૂર હતી, તેવામાં તે ભીલ ત્યાં ગયો. એટલે

(આજ સ્યામ મોરલી)—એ રાહ.

પછી તે ગૃહસ્થે તેનો ભારો લઇ લીધો રે.........પછી તે૦
ભારો લઈ લીધો તેનો બમણો ભાવ દીધો રે....પછી તે૦

તેહ ધનથી તેહ ભીલે સામગ્રી સહુ લીધીરે,
ઘેર જઈ સગાં સ્નેહી તેડી, પુજા પ્રીતે કીધીરે....પછી તે૦
આ વૃતતણા પ્રભાવે કરી સુખસંપત્તિ ધનધાનરે,
પૃથ્વિનું ઘણું સુખ ઉપભોગી, પામ્યો પદ નીર્વાણરે. પછી તે૦

તે ગૃહસ્થે તે ભીલનો કાષ્ટનો ભારો વેચાતો લીધો (૧) અને શ્રી સત્ય પ્રભુની પુર્ણ કૃપાયે તે ગૃહસ્થે તે ભીલને તે કાષ્ટનો ડબલ ભાવ દીધો. (૨) તે ધનથી તે ભીલે શ્રી સત્ય પ્રભુના પુજનની સર્વ સામગ્રી ખરીદ કરી. (૩) અને અતી આનંદ ધરી, ઘરે જઈ મિત્ર મંડળ તથા સગાંસ્નેહી સહીત મહા માંગલ્યકારક શ્રી સત્ય પ્રભુનું પુજન કર્યું. (૪) એવા આ વૃતના પ્રભાવે કરી તે કઠિયારાને ધન ધાન્ય પુત્રાદિક સુખ પ્રાપ્ત થયું. (૬) એવી રીતે પ્રભુ કૃપાથી મેળવેલા સુખનો ઉપભોગ કરી, અંતે તે સત્યપુર વિષે ગયો.

છે જન પાલક ટાલક દુઃખનો—એ રાહ.

પ્રભાવે કરી આ કથાને, ભીલ ગયો સત્ય લોક,
શ્રોતા વકતા સુણજો કાન, ભલું કરે સૌનું ભગવાન,
તુલસીદાસજી કરે ગુણગાન, સૌના જાજો શોક—પ્રભાવે૦

ઇતી શ્રી સ્કંધ પુરાણે રેવાખંડે કાવ્યકૃત
સત્યનારાયણ કથાયાં ૨ અધ્યાય.
શ્રી સત્યનારાયણ દેવકી જય.

## અધ્યાય ૩ જો.

( વીરા વેશ્યાના યારી, ઉભા અટારી )—એ રાહ.

બોલ્યા સુતપુરાણી, હુલ્લટ આણી, સુણો આગળ કથાય,
પુર્વે કાલ વિષે પૃથ્વિનો પતિ, હતો ઉલ્કામુખરાય;
મહા સત્યવાદી હતો તે રાજા, ભદ્રશીલા ભાર્યાયરે—બોલ્યા૦
તેહ નૃપોતમ્ સરીતા તીરે, કરતો પ્રભુ પુજન;
આવ્યો વણિક ત્યાં સાધુ કરીને, કરતો દેશાટનરે—બોલ્યા૦

ફરીથી શ્રી સુતપુરાણીકજી બોલ્યા કે, અહો ઋષીયો, હવે આગળ કથા શ્રવણ કરો. ( ૧ ) કે પુર્વ કાલે ઉલ્કામુખ નામનો પૃથ્વિપતિ રાજા હતો ( ૨ ) તે મહા સત્યવાદી તથા ધર્મીષ્ટ હતો, અને તેની સ્ત્રી ભદ્રશીલા નામની પતીપરાયણ મહા સતી હતી ( ૩ ) તે રાજાઓમાં શ્રેષ્ટ એવો ઉલ્કામુખ તેની રાણી ભદ્રશીલા સહીત, સરિતા તૃટે શ્રી સત્યપ્રભુનું પુજન કરી રહ્યા છે ( ૪ ) તેવામાં એક સાધુ નામનો વાણીયો દેશાટન કરતો કરતો, તે સરિતા કીનારે—

(ગોકુલીયું નાનું ગામડીયું, શ્યા માટે આવો શ્યામ)—એ રાહ.

પુજન કરે નૃપતિ વણિક આવ્યો ત્યાંયરે....... .......
પુજન કરે નૃપતિ૦
નૃપને નમન કરી, સાધુ પુછે પ્રીત ધરી, (૨)
કયા દેવનું આ વ્રત કરો તમે રાયરે—પુજન૦

તમે વ્રત કરો શાથી, શું ફળ મળે છે આથી, (૨)
સર્વ કહેવાની પ્રભુ ધરજો દયાયરે—પુજન૦

સાધુનાં વચન સુણી, નૃપોતમ મહાગુણી, (૨)
કહેવા લાગ્યો શ્રી સત્ય પ્રભુ મહિમાયરે—પુજન૦

જે સ્થળે રાજા ઉલ્કામુખ પ્રભુનું પુજન કરે છે. તે સ્થળે આવ્યો (૧) અને રાજાને નમસ્કાર કરી. અતિ ઉમંગ ધરી, બે હાથ જોડી, વિનય કરતો રાજાને પુછવા લાગ્યો કે હે શિરછત્ર, આપ આ કયા દેવનું પુજન કરો છો? (૨) મહારાજ! આપ આ વ્રત શા કારણથી કરો છો? અને હે પ્રભુ, આમ કરવાથી, શ્યા ફળની પ્રાપ્તી થાય છે. રાજેન્દ્ર તે સર્વ કહેવા મારાપર કૃપાકીંત થશો. (૩) એવાં સાધુનાં વચન શ્રવણ કરી, મહા ગુણવાન નરોમાં ઉત્તમ એવો ઉલ્કા-મુખ રાજા શ્રી સત્ય પ્રભુના મહીમાનું વર્ણન કરવા લાગ્યો.

(ગોવીંદ કૃષ્ણ હરિ ભજી લે મન)—એ રાહ.

સત્યનારાયણ દેવ, પુજું છું પ્રીતે સત્યનારાયણ દેવ હાં
........ ...સ૦

મળે સુત સંપતી, પુંજીએ દંપતી (૨) પ્રસન્ન કરવા
તતખેવ—પુજું છું૦

વંઝાપણ ટાળે, ભકતન પ્રતિપાળે, (૨) સાધુ કહું છું
સત્યમેવ—પુજું છું૦

એવા પ્રભુ મહિમાય, જીભેથી કહ્યો ન જાય (૨) સાધુ
બચન કહે એવ—પુજું છું•

હે સાધુ, હું આ અતિ આનંદ સહિત, મહામાંગલ્યકારી, સુખ દેનારી, પાલનકારી, દુઃખહારી, પ્રીતધારી, શ્રી સત્યનારાયણ ભગવાનનું પુજન કરૂં છું. (૧) વણીક પુત્ર! આ વૃત કરવાથી પુત્રાદિક સુખ પ્રાપ્ત થાય છે. તેથી હે સાધો, અમો દંપતી પુત્ર પ્રાપ્તી માટે ત્વરાથી પ્રભુને પ્રસન્ન કરવા પુજીએ છીએ. (૨) તો હે બંધુ, ભક્તપાળ અવશ્ય વાંઝયાપણુને દૂર કરશે, તથા પૃથ્વિપર વાંઝયાપણુના મહા દુઃખદાયક મહેણાંને અવશ્ય હરશે. હે સાધુ, આ મારાં વચન ખરાં છે. કે પ્રભુ અવશ્ય પુત્રાદિક ફળની પ્રાપ્તી આપશે, તથા દીનોના દુઃખ કાપશે તેમાં સંશય નથી. (૨) સાધુ! એવા પ્રભુના મહિમાને, સહસ્ર મુખવાળા શેષ તથા અતિ વાચાળ સરસ્વતી પણ કહી નથી શકિત, તો મારી પામર જીભથી પ્રભુનું વર્ણન શી રીતે થઇ શકે? એવું રાજાનું વચન શ્રવણ કરી સાધુ બોલ્યો:—

(મહેતાજીરે, શું મહી મુલ્ય બતાવું)—એ રાહ.

મહારાજારે, અંતર ઉલટ આવી, વૃત વિધિ કહો દયા લાવી.
ગુલ—શિરછત્ર હું છું વંજયાયરે, તમે આ વૃત કરો રાયરે.
તેથી મુજને બેઠી શ્રદ્ધાયરે, તવ રાયેરે વૃતતણી વિધિ
શિખાવી—વૃત૦

વૃત રીતીરે સાધુતણે મન ભાવી. વૃત શિખી ગયો નગ્રે
સીધાવી—મહારાજારે૦

મહારાજ! મારા મનમાં એવી ઉમેદ થાય છે કે જો આપ દયા કરી મને આ વૃતની વિધિ કહો તો હે નાથ, હું પણ શ્રી સત્ય પ્રભુને પુજું. (૧) કેમકે હે પ્રજા પ્રતિપાળ, દયાળ શિરછત્ર રાજન, હું પણ વાંઝયો છું. તો પ્રભુ, આપ આ શ્રી સત્યનારાયણ પ્રભુનું વૃત કરો છો, તો મને પણ શ્રી સત્ય પ્રભુના વૃતપર પુર્ણ શ્રદ્ધા બેઠી છે, તો પ્રભુ મારા પર દયા કરી હરિના પુજનની રીત કહેવા કૃપા કરો. (૨) એવું સાધુનું વચન શ્રવણ કરી, રાજા ઉલ્કામુખે શ્રી સત્યદેવના પુજનની રીત શિખવી. (૩) તે સાધુ મનગમતી શ્રી પ્રભુની પુજન વિધિ શીખી પોતાના ગામ પ્રતિ રવાનો થયો. તે કેટલાક દિવસે પોતાના નગ્રમાં પહોંચ્યો, અને પોતાની લીલાવતી નામની સ્રી પાસે

(રસીયા ગિરિધારી બલીયારી સુન્દીરસ્યામ હોતજી)-એ રાહ.

ઉલ્લાસે, નારી પાસે, કહી વાત સાધુએ વરણી, સુખકારી
એવા પ્રભુતણું વૃત કરશું.

એવી પ્રભુનીરે, માનતા પ્રતાપેરે (૨) પુત્રી પ્રગટી દશ
માસે—કહી વાત૦

પ્રાગટ કન્યાનું જોઇ, લીલાવતી મન મોહી (૨) જેસે
શુકલ શશી હો આકાશે—કહી વાત૦

ચાતકર્મ સર્વ કર્યું, કલાવતી નામ ધર્યું, કર જોડી કહે છે
કંથ પાસે—કહી વાત૦

અતિ આનંદ સહીત કહેવા લાગ્યો કે, જો આપણે ઘરે પ્રભુ કંઇપણ સંતાનનું સુખ આપશે તો હે સ્ત્રી, આપણે મહા સુખકારી શ્રી સત્યપ્રભુનું પુજન કરીશું (૧) એવી શ્રી સત્યનારાયણ ભગવાનની સાધુએ માનતા લીધી, તો તે માનતાને પ્રતાપે સાધુની સ્ત્રી લીલાવંતી તેજ દીને ગર્ભીણી થઇ. અને નવ માસ પુર્ણ થતાં દશમો માસ બેસતાં એક સુંદર કન્યા રત્ન પ્રગટ થયું. (૨) એવી તે કન્યાનું પ્રાગટય જોઇ લીલાવંતીને અતિ હર્ષ થયો, તથા સાધુને વૃદ્ધાવસ્થાએ વાંઝયાપણુ ટળ્યું તેથી તેના હર્ષનો પાર રહ્યો નહીં. અહા પ્રગટ થતાંની સાથે તે કન્યાનું મહા તેજ જાણે શુક્લ પુર્ણીમાનો ચંદ્ર હોય નહીં? એવી મહા તેજવંત કન્યાનો જન્મ થયો, કે સાધુએ જોશીને બોલાવ્યો, અને કન્યાનું સર્વ યાત કર્મ કરી તેનું કલાવતી એવું નામ પાડયું. અને જ્યારે કલાવતી બે ત્રણ મહીનાની થઇ ત્યારે લીલાવતી પોતાના પતિને બે હાથ જોડી વિનતિ કરતી કહેવા લાગી કે:—

પી લે સરાબ મઝેદાર મોરે—એ રાહ.

સુણો સ્વામી ગુણવાન ધરી ધ્યાન, સુણો સ્વામી ગુણવાન.
સંકલ્પ કર્યો તો જે વૃત કરવાનો (૨) તેહથકી સહુ
દુ:ખ પરાન—સુણો૦

કન્યા મળી આ તેને પ્રતાપે (૨) ક્યારે પુંજીશું શ્રી સત્ય
ભગવાન--સુણો૦
એમ કહી પડી પતિના ચરણે (૨) લીલાવતી સતી અતી
સયાન--સુણો૦

મારા ગુણવાન સ્વામી! મારી વાત જરા ધ્યાન આપી શ્રવણ કરશો. તે સાંભળી સાધુ કહેઃ—હા, શા માટે શ્રવણ ન કરૂં કહે. ત્યારે લીલાવતી કહેવા લાગી કે (૧) નાથ આપણે જે વૃત કરવાનો સંકલ્પ કર્યો હતો, તો પ્રભુ તેના પ્રતાપે આપણું દુઃખ દૂર થયું. (૨) અને તેજ સુખકર્તા શ્રી સત્યનારાયણ ભગવાનના પ્રતાપથી આપણી વૃદ્ધ વયે, આ કન્યા રત્ન પ્રાપ્ત થયું. તો સ્વામી, આપણે તે પ્રભુનું પુજન ક્યારે કરશું? (૩) એમ કહી અતિ શાણી લીલાવતી મહા સતી પોતાના પતીના પગમાં પડી.

(મારા વ્હાલાના વન માંહે વાગે રૂડી વાંસલડી)–એ રાહ.
ત્યારે સાધુ કહે છે મુખ એમ, પુજીશું પ્રભુને, તેહ વાત
ભુલું હું કેમ--પુંજીશું૦
પુત્રીનો વિવાહ જ્યારે કરીશું, ત્યારે પુજીશું ભગવાનરે;
એમ નારીને આશ્વાસન દઇને, સાધુ ગયો છે દુકાનેરે–પુ૦
એમ કરતાં બહુ દિવસ વીત્યા, કલાવતી મોટી થાયરે;
પુત્રીતણો વિવાહ કરવાની, સાધુને થઈ છે ચિન્તાય--પુ૦

ત્યારે સાધુ હસતે, હસતે, કહેવા લાગ્યો કે, હાહા, એ વાત તે હું કેમ ભુલું. આપણે શ્રી સત્યનારાયણ પ્રભુનું પુજન કરવાનું છે. ( ૧ ) પણ આપણી કલાવતી બેનનો જ્યારે વિવાહ કરશું, તે પ્રસંગમાં શ્રી સત્યનારાયણ ભગવાનનું પુજન કરશું ( ૨ ) એવી રીતે પોતાની સ્ત્રીને સમજાવી સાધુ વેપારાર્થે પોતાની દુકાને ગયો ( ૩ ) તે વાતને ઘણા દિવસો વીતી ગયા. અને દિવસે દિવસે કલાવતી પણ મોટી થવા લાગી, તેની ઉમર બાર વર્ષની થઇ ત્યારે ( ૪ ) પોતાની પુત્રીના વિવાહ કરવાની સાધુને ચિન્તા પ્રગટ થઇ.

( રાગ દક્ષણી સાખી. )

સાધુયે મન વાત વિચારી, દુત બોલાવ્યો પાસ;
સુન્દીર વર કન્યાને માટે, ગોતો છે મમ ફરમાસ.......
એવું સુણી સેવક જન ત્યાંહે....ગયો કાંચન નગ્ર માંહે.

અને રાત દિવસ વિચાર કરતાં એક વિચાર નક્કી કરી, સાધુએ એક પોતાના માસસને બોલાવી કહ્યું. ( ૧ ) હે દુત શ્રવણ કર, આપણી બેન કલાવતીના લાયક કોઈ સુન્દર વણીક પુત્રને મારી ફરમાસથી શોધી લાવો. કેમકે હવે આપણી બેન લગ્ન કરવા યોગ્ય ઉમ્મરની થઇ છે. (૨) એવું સાધુનું વચન શ્રવણ કરી, દુત બોલ્યો કે, શેઠજી કાંઇ ફીકર નહિ. હું સર્વ ગામો ફરી આપણી બેન યોગ્ય વરનું શોધન કરી થોડા દિવસમાં આવું છું. એમ કહી સાધુને

પ્રણામ કરી, તે દુત ગામે ગામ ફરતો કાંચન નામનું એક નગ્ર છે ત્યાં ગયો.

(મારા તનમાં મનમાં ભર્યો છે ઠર્યો છે)—એ રાહ.

સાધુ દુત તે વારે, વણીક કુમારે, ગોત્યો અતિ ગુણવાન;
તેને લાવ્યો સાધુની પાસે (૨) દીધું તેને અતિ માન—સાધુ૦
મહાજન તેડીને મંડપ નાખ્યો(૨) દીધું પ્રીતે કન્યાદાન-સા૦
હર્ષઘેલો મુંઢ સાધુ તે વારે (૨) વિસાર્યા શ્રી ભગવાન—સાધુ૦

અને ત્યાં સાધુના મહા ચતુર દુતે, એક મહા વીધાવાન તથા ગુણવાન વણીક પુત્રને ગોતી, (૧) સાધુ પાસે લઇ ગયો, તેને જોઇ સાધુને અતિ આનંદ ઉત્પન્ન થયો. અને ઘણા માન સહીત (૨) સર્વ મહાજનોને બોલાવી, મંડપ નાખી, સાધુએ પોતાની પુત્રી કલાવતીનું કન્યાદાન આપ્યું. તે વખતે હર્ષઘેલો બનેલો સાધુ; કે તેને તે વખતે શ્રી ભગવાનનું વિસ્મરણ થઇ ગયું.

(કસુંબી (૩) રંગ હો ગયે ગુલાબી)—એ રાહ.

મુંઢ ભુલ્યો, મુંઢ ભુલ્યો, મુંઢ ભુલ્યો, સત્ય દેવને,
મુંઢ ભુલ્યો સત્ય દેવને.
વિવાહ ખુશાલીની માંય........મુંઢ ભુલ્યો સત્ય દેવને.
સત્ય દેવા, સત્ય દેવા, સત્ય દેવા કોપીત થયા,
સત્ય દેવા કોપીત થયા.

કાલ કછુ બીત જાય..........સત્ય દેવા કોપીત થયા.
તવ સાધુ, તવ સાધુ, તવ સાધુ, જમાત્રસહ,
તવ સાધુ જમાત્ર સહ.
વિદેસે વ્યાપારાર્થે જાય...... ...તવ સાધુ જમાત્ર સહ.
વહાણ ભરીયાં, વહાણ ભરીયાં, વહાણ ભરીયાં ધનધાનથી.
વહાણ ભરીયાં ધન ધાનથી.
ગયા પુરી રત્નાસાર માંહ્ય....વહાણ ભરીયાં ધન ધાનથી.

મહા મુંઢ એવો સાધુ શ્રી સત્યદેવને, વીવાહ ખુશાલીમાં ભુલી ગયો (૧) ત્યારે શ્રી સત્યનારાયણ પ્રભુ કોપીત થયા (૩) તે વાતને થોડા દિવસ વીત્યા એટલે (૪) સાધુ પોતાના જમાઇ સહીત (૫) પ્રદેશે કમાવા જવા તૈયાર થયો (૬) અને ધન ધાન્યથી વહાણો ભરીને (૭) સાધુ પોતાના જમાઈ સાથે, એક સમુદ્ર તૃટ પર આવેલું રત્નસાર નામનું ગામ છે. તે મહા રમ્ય નગ્ર વિષે સાધુ કમાવા માટે ગયો.

રાગ—બનજારો.

રહ્યા રત્નસાર નગ્રની માંહે, કરે વ્યાપાર વણીક જ્યાંહે.
ત્યાંનો ચંદ્રકેતુ છે રાય, ત્યાં તો રહ્યા સ્વસુર જમાય,
નાખી સાધુયે દુકાન ત્યાંહે, રહ્યા રત્નસાર નગ્રની માંહે.

સાધુ વ્યાપારમાં લીન થાયે, મુંઢ ભુલ્યો પ્રભુની પૂજાયે,
તેથી કોપ્યા છે શ્રી જગરાયે, રહ્યા રત્નસાર નગ્રની માંહે.
પ્રભુયે વીચાર્યું મન માંયે, કરી સાધુયે મુજથી ઠગાયે,
પ્રાપ્ત હુજો તેને દુર દસાયે, રહ્યા રત્નસાર નગ્રની માંહે.

તે રત્નસાર નગ્રમાં, જે સ્થળે વાણીઆઓ વેપાર કરતા હતા, તે સ્થળે, સાધુ તથા તેનો જમાઇ બંને રહ્યા (૧) તે નગ્રનો રાજા ચંદ્રકેતું છે, એવા નગ્ર વિષે સ્વસુર જમાએ દુકાન નાખી (૨) અને વેપાર કરવા લાગ્યા. સાધુ વેપાર કરવામાં એવો લીન થયો કે, પ્રભુનું સ્મરણ કરવું પણ ભુલી ગયો, તથા શ્રી સત્યનારાયણ ભગવાનનું પુજન કરવું તદન ભુલી ગયો. (૩) તેથી જગતપતિ શ્રી સત્યદેવના મનમાં કોપ થયો (૪) અને વિચાર કર્યો કે, અરેરે !! આ સાધુ વાણીઆએ તો મને પણ ઠગ્યો. (૫) તેથી તે મુંઢને મારા શ્રાપે કરી મહા દુરદશા પ્રાપ્ત થજો.

( છે જન પાલક ટાલક દુઃખનો )—એ રાહ.

એવા પ્રભુને શ્રાપે કરીને ( ૨ ) બન્યું કૌતુક તે વાર.
કર્યો વિચાર ચોરે મનમાંય, ચોરી કરવી રાજ મેહેલે જાય,
ભલે થનારૂં હોય તે થાય, એમ કરી વિચાર....એવા૦
એમ વીચારીને ચોર લોક, પાડયું રાજ મહેલમાં ભોક,
ધન હરણ કીધું અથોક, શિર લઇ ભાગ્યો તે વાર....એવા૦

સેવક રહ્યા છે ચોકી માટે ભાગતાંનો સુણ્યો ખખડાટ,
પુઠળ દોડયા છે પુરપાટ, ક્રોધ કરીને અપાર....એવા૦
એવું મન વિચાર્યું ચોર, હવે મૃત્યુ આવ્યું મોર,
શ્વસુર જમાત્ર સુતા જે ઠોર, મુકી ધન થયા પસાર એવા૦

એવા શ્રી સત્યનારાયણ પ્રભુના શ્રાપે કરી, તેજ રાત્રે એક કૌતુક બન્યું (૧) તેજ ગામમાં રહેવાવાળા બે ચોરોએ વિચાર કર્યો કે, આજ તો આપણે રાજાના મહેલમાંજ ચોરી કરવી (૨) ભલે પછી જે થવાવાળું હોય તે થાય, એવો વિચાર કરીને (૩) ચોર લોકોએ, રાજાના મહેલ પછવાડેથી દિવાલ તોડી અંદર પ્રવેશ કર્યો (૪) અને અપાર ધન હરણ કરી તેનાં ગાંસડા બાંધી માથે મુકી ભાગવા લાગ્યા (૫) તેવામાં રાજાએ ચોકી માટે મુકેલા જે પોલિસો હતા, તેઓએ ચોરને ચોરી કરી ભાગતાં જે ખડખડાટ થયો, તે સાંભળતાંજ (૬) પાછળ મહા ક્રોધ કરી દોડયા. તે જોઇ ચોરે મનમાં વિચાર કર્યો કે, એ મારા બાપ આ કાકા તો પછવાડે આવી પહોંચ્યા. હવે તો આપણું મોત પાસે આવ્યું. એમ ગભરાતાં ચોરોએ સાધુ તથા તેનો જમાઇ, જે સ્થળે સુતા હતા, તે સ્થળે ધનના ગાંસડા મુકી પસાર થયા (૭)

રાગ—ક્ષત્રિકલંકનો.

બન્ને વણીક સુતા છે જ્યાંય, રાજાના અનુચર આવ્યારે,
દીઠું રાજા તણું ધન ત્યાંય, ક્રોધ મન અતિ લાવ્યોરે;

બાંધ્યા બન્નેને રીસ ધારી મન, રાજાના અનુંચર આવ્યારે,
લઇ ગયા સભામાંહી જ્યાં રાજન, ક્રોધ મન અતિ લાવ્યારે;
કરજોડી કહ્યું રાયને એમ, રાજાના અનુચર આવ્યારે,
કહો પ્રભુ આને કરીયે કેમ, ક્રોધ મન અતિ લાવ્યારે;
ત્યારે રીસ કરી બોલ્યો છે રાજન, રાજાના અનુચર આવ્યારે,
આ શું ચોર વેપારી છે નીચ જન, ક્રોધમન અતિ લાવ્યારે;
એવા પાખંડીને જોઈ ઉઠે લાય, રાજાના અનુચર આવ્યારે,
નાખો પાપીને કાળાગૃહ માંય, ક્રોધ મન અતિ લાવ્યારે.

તેવામાં જે ચોર પછવાડે દોડેલા રાજાના પોલીસો સાધુ તથા તેનો જમાઈ જ્યાં સુતા છે ત્યાં આવ્યા (૧) ત્યાં જુવે છે તો ધનના ગાંસડા પડેલા છે, તથા બે જણને સુતેલા જોઇ, મનમાં વિચાર કર્યો કે, આ માણસજ ચોર છે. એવું વિચારી ક્રોધ કરીને (૨) બંનેને મુસકેટાટ બાંધી (૩) રાજ દરબારમાં લઇ ગયા (૪) અને પોલીસોએ હાથ જોડી રાજા ચંદ્રકેતુને કહ્યું કે, (૬) મહારાજ, આજ આ ચોરો આપના મહેલમાં ચોરી કરી ભાગી જતા હતા, તેઓને અમોએ પકડયા છે. તેથી કરી હે પ્રભુ, આ પાપીને જે દંડ દેવો યોગ્ય લાગે તે અમોને કહો એવું પોલીસોનું વચન શ્રવણ કરી તે રાજા અતી ક્રોધ સહીત બોલ્યો કે (૭) અહાહાહા!!! શું મારા નગ્રમાં રહી વેપાર કરવાવાળા આ નીચ વાણીઆઓ છે, અરેરે, દિવસના દેખાવનો વેપારી, રાત્રે

ચોરીનો ધંધો કરી, ધન મેળવવાવાળા આ પાખંડીને જોઇ મારા મનમાં લ્હાય ઉઠે છે (૯) પોલીસો! જાઓ, બીજી ત્રીજી વાત કર્યા સિવાય, આ નીચ વાણીઆઓને મહા દુઃખ-દાયક એવા અંધારા કાળાગૃહમાં નાખો. (૧૦)

ગીતિ.

સત્ય દેવને શ્રાપે, સાધુ વણીકની થઇ દૂરદશાય.
રાજાનો હુકમ મળતાં, અનુંચરોએ નાખ્યા કેદમાંહ્ય.

સૂતજી બોલ્યા અહો શૌનક, આ સાધુ વાણીઆની આવી દૂરદશા શ્રી સત્યનારાયણ પ્રભુના શ્રાપે થઇ (૧) એવી રીતે રાજા ચંદ્રકેતુનો હુકમ થતાંજ શીપાઇયોએ સાધુ તથા તેના જમાઇને મહા દુઃખ દાયક અંધારા કેદખાનામાં નાખ્યા. અને તેઓનું જે ધન હતું તે સર્વ રાજા ચંદ્રકેતુએ લુટી લીધું. (૨)

લાવણી.

અહીં સાધુ પડયો છે કેદે, સાધુ તણે ઘેરે શું થાય,
ધન હતું તે ચોરે ચોર્યું, ભીખ માંગે નારી કન્યાય.
પીડીત અતિ ભુખ દુઃખ દરીદ્રે, મા, બેટી દુઃખ સહે અપાર;
એક દિવસ કંઈ મળ્યું ન ખાવા, કળાવતી કન્યા તે વાર.

એવી રીતે અહીં (રત્નસાર નગ્રમાં) સાધુ જમાઇ સહીત કેદખાનાનું મહા દુઃખ વેઠે છે. એટલુંજ નહિ પણ શ્રી સત્ય પ્રભુના શ્રાપે સાધુને ઘેર શું બન્યું. (૧) સાધુના

ઘરમાં જે થોડું ઘણું ધન હતું તે પણ ચોર ચોરી ગયા, તેથી નિર્ધન બનેલી સાધુની સ્ત્રી તથા તેની પુત્રી કળાવતી બંને મા, બેટી ભીખ માગીને પેટ ભરવા લાગી. (૨) અહા! પ્રભુની માયા અતિ ગહન છે, તે નિર્ધન થએલી મા, બેટી ભીખ માગીને પેટ ભરે છે. એટલુંજ નહિ, પણ તેની અંદર મહા ભયંકર રોગોથી પીડા પામી રહી છે. એ પ્રમાણે દુઃખ રૂપી સમુદ્રમાં ડુબી રહેલી મા દીકરીને એક દિવસ કંઈ ખાવા ન મળ્યું. તોપણ લીલાવતી ભુખને સહન કરી સંધ્યા સમય થતાંજ ઘરમાં પડી છે પણ બાળીકા કળાવતીથી ભુખ સહન ન થવાથી

कलावती तु कन्या पिवभ्राम प्रतिवासरम् ॥
एकस्मिन्दिवसे जाता क्षुधार्ता द्विजमंदिरम् ॥
गत्वा पश्यद्व्रतं तत्र सत्यनारायणस्य च ॥
उपविश्यकथां श्रुत्वा वरं प्रार्थितवत्यपि ॥
प्रसादभक्षणं कृत्वा ययौ रात्रौ गृहंप्रति ॥

જેવી રીતે પ્રતિ દિવસે ભીક્ષા કરવા ભ્રમણ કરતી હતી, તેવીજ રીતે, તે દીવસે ક્ષુધાથી પીડા પામતી એક બ્રાહ્મણને ત્યાં ગઈ. તો ત્યાં તેને શ્રી સત્યનારાયણ પ્રભુનું પુજન થતું જોયું, અને ઘણા માણસો બેઠા હતા ત્યાં બેસી કથા સાંભળી અને સર્વ લોક, પ્રભુને નમી કાંઈ કાંઈ વર માગતા હતા, તે પ્રમાણેજ કલાવતીએ પણ પ્રભુને નમસ્કાર કરી વર માગ્યો

કે, હે દેવ મારા પતિ તથા પીતા પ્રદેશથી વહેલા, વહેલા, ઘેર આવે. પછી જે બ્રાહ્મણને ત્યાં પ્રભુનું પુજન થતું હતું તેણે શ્રી સત્યનારાયણ પ્રભુનો પ્રસાદ આપ્યો તે કલાવતીએ ભક્ષણ કર્યો, અને પોતાની માતા માટે પણ થોડો પ્રસાદ લઇ મોડી રાત્રે પોતાને ઘેર ગઈ.

( તોરા દાવરદાદાર )—એ રાગ.

પુછે કલાવતીને તેની માતરે, પુછે કલાવતી૦
ક્યાં ગઇતી તું રાત્રી સુમારે,
શું મન તારે, કહેને વિચારે;
ધારી શું મનમાં વાતરે, પુછે કલાવતીને તેની માતરે.

ત્યારે કલાવતીની મા તેને પુછવા લાગી કે, કલાવતી! તું આટલી મોડી રાત્રે ક્યાં ગઈ હતી. પુત્રી! તારા મનમાં શું વિચાર ધાર્યો છે. અરે બેટી, તારા મનમાં જે વાત ધારી હોય તે મને કહે.

( ચાલો ચાલો ચાલો સ્વામી જઇએ ધુમલીરે )—એ રાગ.

વાત સુણો માત મારી, લેજો દીલ ધારી;
લેજો દીલ ધારી, અને અંતર ઉતારી—વાત૦
ક્ષુધાએ મરતી, ભીક્ષા હું કરતી (૨)
વિપ્ર ધામે દીઠું વૃત સુખકારી,
વૃત સુખકારી, ત્યાં હતી માતુ મારી—વાત૦

એવું પોતાની માતાનું સહુ ક્રોધ વચન શ્રવણુ કરી, કલાવતી બીહીતી બીહીતી બોલવા લાગી, માતુશ્રી, મારી મા, હે જનની, મારી વાત શ્રવણુ કરો. (૨) માજી, આજ મને ભુખે કરી જીવ જાય, એવું થઇ ગયું. તેથી કરી હે માતુ, હું ભીખ માંગવા નીકળી. (૩) તો મા, હું ફરતી ફરતી અહિંથી નજીક એક બ્રાહ્મણનું ઘર છે તે બાજુ ગઇ, તો તે બ્રાહ્મણને ત્યાં કોઇ દેવનું પૂજન થતું હતું, (૪) મા, તે સ્થળે ઘણા માણસો બેઠેલા હતા. મા, હું પણ તે સર્વ સાથે બેસી ભગવાનની કથા સાંભળી, મને જે પ્રસાદ આપ્યો, તેમાંથી મેં થોડે ખાધો તથા જો મા, આ થોડો પ્રસાદ તારે માટે લાવી છું. (૫)

(પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે)—એ રાહ.

એવું વચન સુણી સતી લીલાવતીરે,

આવ્યું સાંભરી સત્ય પ્રભુનું પૂજન;

કહે પુત્રી સન આંખે આંસુ લાવતીરે..............એવાં૦

સાખી—પુત્રી તારે તાતજી, માન્યું તું આ વૃત,

તેહ માનતાની તુહ છે, કરવાનું હતું તૃત;

પણ તાહરે તાતે તેહ કર્યું નહીંરે, તેહ પાતકે પામ્યારે આ દુઃખ

તેથી કરીયે તે વૃત આવ ઉછીનું લઇરે..........એવાં૦

એવું પોતાની પુત્રીનું કહેવું શ્રવણ કરતાંજ સતી લીલાવતીને શ્રી સત્યનારાયણ ભગવાનનું વ્રત યાદ આવ્યું. (૧) અને રડતી રડતી પોતાની પુત્રીને કહેવા લાગી કે હે પુત્રી, આ શ્રી સત્યનારાયણ ભગવાનનું વ્રત તારા પીતાએ માન્યું હતું, કે જો શ્રી સત્યદેવ મને કાંઇ પણ સંતતી આપશે તો હું પ્રભુનું પુજન કરીશ. (૩) એવી માનતા કરવાથી, હે પુત્રી તું અમોને પ્રાપ્ત થઇ. (૪) તોપણ, તારા પીતા તે મહા મંગલકારી વ્રત કરવું ભુલી ગયા, અને કર્યું પણ નહિ. હે પુત્રી, તે મહા પાપે કરી, આપણને આ મહા દુઃખ દશા પ્રાપ્ત થઈ (૫) તો કલાવતી, તું આડોશી પાડોશી પાસેથી, ઉછીનું કરી સર્વભાવ આપણે જ પ્રભુનું પૂજન કરીયે.

(મોહન રસીયો આયો બગીયનમેં)—એ રાહ.

ભાવે પ્રભુનું પૂજન કીધું, લીલાવતી મહાગુણી સતીરે,
હાથ જોડી પ્રભુ સનવર માગ્યો (૨) ઘરે આવે જમાત્ર
પતીરે........ભાવે૰

અપરાધ ક્ષમા કરજો મમ પતિનો (૨) જાણી અમોને
મંદ મતીરે........ભાવે૰

એવી સ્તુતિ કરી બહુ પ્રભુની (૨) સત્યનારાયણ
રીજયા અતીરે........ભાવે૰

ત્યારે કલાવતી આડોશીપાડોશી પાસેથી ઉછીનું ઉધાર કરી સર્વ સામગ્રી લાવી, એટલે મહા સતિ લીલાવતીએ અતિ આનંદ સહિત શ્રી સત્યનારાયણ ભગવાનનું પૂજન કર્યું (૧) અને પ્રભુ પાસે હાથ જોડીને વિનંતી કરી કે, હે પ્રભુ સત્યદેવ, પરદેશથી મારો પતિ તથા જમાઇ, કમાઇ કરી વહેલા વહેલા ઘરે આવે. (૨) અહો પ્રભુ ! અમોને મહામતી હીન જાણી મારા પતિનો અપરાધ ક્ષમા કરો, ક્ષમા કરો. (૩) એ પ્રમાણે મહા સતી લીલાવતીએ બહુ સ્તુતિ કરી. તેથી પૂજન તથા વિનયથી પ્રસન્ન થયેલા સત્ય પ્રભુ

દક્ષણી સાખી.

ચંદ્રકેતુને સ્વપ્ને જઇને, કહ્યું શ્રી રમાનીવાશ,
બન્ને વણીકને છોડ તુ તો, નહીં તો થશે તુજ નાશ;
એમ કહી જગતતણો તાત, અદ્રશ્ય થયા થયું છે પરભાત.

રાજા ચંદ્રકેતુના સ્વપ્નામાં જઈ લક્ષ્મી પતિ બોલ્યા કે (૧) હે રાજન ! તેં જે બે વાણીયાઓને કેદમાં નાખ્યા છે તે બન્નેને જલદીથી છોડી દે, અને હે રાજેન્દ્ર જો તું તેઓને કેદથી મુકત નહી કરશે, તો તું નક્કી જાણજે કે, તારા સહીત સર્વ રાજ્યનો નાસ થવાનો તેથી હે નૃપોત્તમ ! તેં ચોર જાણી તેઓના દ્રવ્યને હરણ કર્યું, તેથી બમણું ધન તેઓને આપી સંતુષ્ટ કરી, તારા નગ્રમાંથી વીદાય કર. (૨)

એ પ્રમાણે રાજા ચંદ્રકેતુના સ્વપ્નમાં કહી પ્રભુ અદ્રશ્ય થયા, કે રત્નસાર નગ્રમાં સવાર પડયું. (૩)

ગીતિ.

સભા ભરી રાજાએ (૨) કહી સર્વને સ્વપ્નતણી વાત;
કેદથી મુક્ત કરાવ્યા (૨) આવ્યા સભામાં સાધુ, જમાત.

ત્યારે રાજા ચંદ્રકેતુએ સભાભરી, અને સર્વ સભાજનોને પોતાને જે સ્વપ્ન આવ્યું હતું, તે સર્વ વાત કહી સંભળાવી અને બન્ને વાણીયાઓને કેદથી મુક્ત કરી, સભામાં બોલાવ્યા. ત્યારે સાધુ તથા તેનો જમાઈ સભામાં ગભરાતા ગભરાતા દાખલ થયા. તેઓને બીહીતા જોઇ રાજા ચંદ્રકેતુ ધૈર્ય વચન બોલ્યો કેઃ—

(સુણો નગ્ર શેઠ (૨) સૌ વાત સુણી મેં તમારી)—એ રાહ.

સુણો વણીક પુત્ર (૨) તમે નિરઅપરાધી જન,
ગહન હરિ માયાથકી, તમે દુઃખ કર્યું છે સહન;
કરજો ક્ષમાય (૨) મેં તમોને દુઃખ બહુ આપ્યું,
એમ કહી બમણું ધન દઈને વણીકનું સંકટ કાપ્યું.

હે વણીક પુત્ર! તમો નિરપરાધી છતાં (૧) પ્રભુની મહા માયાયે કરી દુઃખ સહન કર્યું. (૨) તે સર્વ વીસારી મને ક્ષમા કરો, કેમકે, મેં તમોને વગર વિચારે, વૃથા દુઃખ આપ્યું (૩) એમ કહી રાજાયે તેઓનું જે દ્રવ્ય હરણ કર્યું

હતું તેથી બમણું ધન આપી તે વાણીયાઓને મહા દુઃખથી મુક્ત કર્યા. ત્યારે અતી આનંદિત જમાઇ સહીત સાધુ,

દોહા.

રાઉહી સીર નવાયકે, સ્વસુર જમાત્રા દોઉ;
નમન નૃપહી કરી પુની પુની, ભયે બીદાઇ સોઉ.

રાજા ચંદ્રકેતુને વારંવાર નમસ્કાર કર્યા, ત્યારે ચંદ્રકેતુયે આજ્ઞા આપી કે, હવે આપ આપના નગ્રપ્રતિ સીધારો ત્યારે રાજા ચંદ્રકેતુને વારંવાર નમસ્કાર કરી સાધુ તથા તેનો જમાઇ બન્ને ત્યાંથી વીદાય થયા.

ઇતી શ્રી સ્કંધ પુરાણે રેવાખંડે કાવ્યાકૃત
શ્રી સત્યનારાયણ કથાયાં ૩ અધ્યાય.
શ્રી સત્યનારાયણ દેવકી જય.



## અધ્યાય ૪ થો.

( શ્રી વલભ વિઠલ શ્રીજી સામળીઆવાલા )—એ રાગ.

શ્રી સુત મુની બોલ્યા છે વચન, શૌનક સુણો.
મળ્યું વાણીકને બહુ ધન; શૌનક સુણો.
ધનથી ભર્યાં છે વ્હાણુ સાત, શૌનક સુણો.
ચાલ્યા છે શ્વસુર જમાત, શૌનક સુણો.

શ્રી સુત પુરાણીકજી ફરીથી બોલ્યા કે, હે શૌનકમુની, શ્રવણ કરો. ( ૧ ) હુવે સાધુવાણીયાને ફરીથી ધનની પ્રાપ્તી થવાથી ( ૨ ) પોતાના ગામ પ્રતી જવા ધનથી સાત વહાણુ પરીપુર્ણ ભરી ( ૩ ) તેના જમાઇ સાથે રવાનો થયો.

( દશા આ શી થઇ મારી )—એ રાહ.

ચાલ્યો સાધુ કમાઈ ભારી (૨) મન જોવા પ્રભુ ધારી
મન—ચાલ્યો૦

સાખી—પરિક્ષા કરવા સાધુની, સત્ય પ્રભુ જગ ભુપ,
આવ્યા સાધુની કને, પુછે દંડી રૂપ;
પુછવા વૃતિ થઈ મારી, (૨) ભર્યું શું નૌકામાં તારી—
ભર્યું૦—ચાલ્યો૦

એવી રીતે સાધુ બહુ કમાઈ સાત સાત વહાણ ધનથી પુર્ણ ભર્યાં છે. તે સાથે લઇ સાધુ જલ વાટે પોતાના ગામ પ્રતી રવાનો થયો. ત્યારે શ્રી સત્ય પ્રભુના મનમાં એમ થયું

કે, હજી પણ તે સાધુને જ્ઞાન થયું છે કે નહી? એવું વિચારી (૧) સાધુની પરિક્ષા કરવા શ્રી સત્યનારાયણ ભગવાને (૨) ડંડી રૂપ ધારણ કર્યું, અને સાધુ સમુદ્રના કીનારાપર વહાણ ઉભા રાખી નીત્ય નિયમ કરવાને ઉતરવા જાય છે, તેવામાં ડંડી રૂપ ધારણ કરેલ છે, એવા પ્રભુયે પ્રશ્ન કર્યો કે, (૩) હે શેઠ! આ તમારી નૌકામાં શું ભરેલું છે, તે સાંભળવા હું ઇચ્છા રાખું છું. (૪) એવો ડંડી રૂપ પ્રભુનો પ્રશ્ન શ્રવણ કરી—

(મન માયાના કરનારે)—એ રાગ.

ત્યારે સાધુ કહે છે એમરે, એલા ડંડી પ્રશ્ન કર્યો તેં કેમ,
એવું સુણી શ્રી સત્યપ્રભુ કહે છે, પુછવાનો થયો મને પ્રેમ;
ત્યારે સ્વસુર જમાત્ર બન્ને જણ (૨)
કહેવા લાગ્યા જેમ તેમરે, એલા ડંડી પ્રશ્ન કર્યો તેં કેમ.

જેને ફરીથી ધન મલવાથી ગર્વ ચડયો છે એવો સાધુ બોલ્યો કે, અરે અલ્યા જોગટા તારે પુછવાનું કારણ શું? ત્હારે અમારૂં ધન માલ લઈ જવાની ઇચ્છા છે કે, શું? (૧) તે સાંભળી ડંડી રૂપ શ્રી સત્યનારાયણ પ્રભુ બોલ્યા કે, શેઠ, આપ આટલા ગુસ્સે ન થાઓ, મને સહેજ પુછવાની ઇચ્છા થઇ. (૨) તે સાંભળી ધનથી મદોન્મસ્ત થયલો સાધુ તથા તેનો જમાઇ બન્ને જણ (૩) મશ્કરી કરતા જેમ આવે તેમઃ—

(હાથમાં ગુલાબ છડી ચાલ છટાદાર)—એ રાહ.

કહે પાખંડી એરે ડંડી, આમાં ભર્યું ઘાસ—કહે૦
સત્ય વચન થજો તારૂં, કહેછે અવિનાશ—કહેછે અવિ૦
દુર જઇને સત્ય પ્રભુ, બેઠા રેતી માંય—દુર જઇ૦
નિત્ય નેમ કરીને સાધુ, વ્હાણે ચઢવા જાય—વાણે૦

પાખંડી એવા વાણીયાઓ કહેવા લાગ્યા કે, ડંડી, આ વહાણોમાં તો ઘાસ તથા પાન્દડાં ભરેલાં છે. (૧) એવું સાધુનું વચન શ્રવણ કરી, ડંડી રૂપ પ્રભુએ કહ્યું કે, તારૂં વચન સત્ય થાજો (૨) તે શ્રવણ કરી સાધુએ હસતે હસતે કહ્યું કે; અહિંથી ચાલ્યો જા, એમ કહી સાધુ નિત્ય નિયમ કરવા વહાણથી નિચે ઉતર્યો અને ડંડી રૂપ પ્રભુ સમુદ્રને કીનારે દુર જઇ રેતીમાં બેઠા (૩) અને થોડી વારે સાધુ નિત્ય નિયમ કરી વહાણ પર ચઢવા જાય છે કે, (૪)

(કર્ણરાયરે સીદરે ગયો, નગ્ર છોડીને કયાંયરે રહ્યો)—એ રાહ.

નીહાળ્યું વહાણમાં ઘાંસપાનને, અરરર ક્યાં ગયું ભુલ્યો ભાનને.
જમાત્ર સાધુને, તેહરે સમે, સમજાવે આતી તજો શોકને તમે,
ઓલા યતિતણી, હેરણા કરી, તેણે તો બધું લીધું છે હરી;
જાઓ સર્ણમાં, આપી માનને, અરરર કયાં ગયું ભુલ્યો ભાનને.

ઘાંસ તથા પાને કરી સર્વ નૌકાઓ પરીપુર્ણ ભરાઇ રહેલી છે, એવું જોઇ સાધુ બે ભાન થઇ ગયો, અને બોલવા

લાગ્યો, અરેરે, અમારૂં સર્વ ધન ક્યાં ગયું. હાય, હાય!! મારૂં સર્વ દ્રવ્ય ક્યાં જતું રહ્યું. એવું કહેતામાજ મુર્છાગત થઇ સાધુ પૃથ્વિપર પડી ગયો. (૧) ત્યારે તેનો જમાઇ સમજાવવા લાગ્યો કે, હે શેઠ તમે શાન્ત થાઓ. અને તમે સર્વ શોકનો ત્યાગ કરો (૨) કેમકે હમણા જે ડંડીની મશ્કરી કરી આપણે કાઢી મુકયો. તેણેજ આપણા સર્વ ધનને હરણ કર્યું છે, તેથી કરી હે શેઠ, ચાલો આપણે તેના શરણમાં જઇએ.

(સખી બેસતાં કાર્તિક માસ કંથ) એ રાહ.

એવી સુણી જમાત્રની વાત, ચાલ્યોરે સાધુ સર્ણમાં;
જાય કરતો તે આંસુપાત, પડયોરે ડંડી ચર્ણમાં.
ક્ષમા કરો મારો અપરાધ, કહી પડયો ધર્ણમાં;
ધરે વાણીયો પગમાં પાઘ, આવ્યોરે સ્વામી સર્ણમાં.
આવ્યો ત્યાં તો સાધુનો જમાય, બંન્યો ડંડી પદ પડે;
માગે સ્વસુર જમાત્ર ક્ષમાય, બંન્યો ચોધારે રડે.

એવું પોતાના જમાત્રનું કહેવું શ્રવણ કરી, જે સ્થળે પ્રભુ ડંડી રૂપે બેઠેલા છે, તે સ્થળે સાધુ જવા લાગ્યો, (૧) તે રસ્તામાં રડતો, રડતો, ચાલવા લાગ્યો. અને જે સ્થળે ડંડી રૂપ પ્રભુ બેઠા છે તેના ચર્ણમાં પડયો. (૨) અને કહેવા લાગ્યો કે, હે મહારાજ, મારો અપરાધ ક્ષમા કરો. ક્ષમા

કરો, એમ કહી સાધુ વારંવાર ભુમીપર પડી નમસ્કાર કરતો અને ક્ષમા માગતો ( ૩ ) સાધુ, ડંડીના પગમાં પાઘડી ઉતારી કહેવા લાગ્યો કે, હે સ્વામીન્! હું આપના સર્ણમાં આવ્યો છું. પ્રભુ દયા ધરો, દયા ધરો, હે નાથ, ક્ષમા કરો ક્ષમા કરો ( ૪ ) તેવામાં સાધુનો જમાઇ પણ ત્યા આવ્યો (૫)તે બેઉ સસરો જમાઇ મળી વારંવાર ડંડી રૂપ પ્રભુના ચર્ણમાં પડી પડી ક્ષમા યાચતા રડવા લાગ્યા ત્યારે, ( ૬ )

( મદન પડયો કેડેરે )—એ રાહ.

દયા ઉપની સત્યદેવને, (૨) થઈ કરૂણા મનની માંયરે—દયા૦
ભ્રષ્ટ થયો તું મમ પુજાથી,(૨)તેથી પડયું દુખ ભાયરે—દયા૦
હો દુરબુદ્ધે એટલું ન બનીયું,(૨) સહી તેં દુરદશાયરે—દયા૦
એવાં પ્રભુનાં વચન સુણીને,(૨)સાધુ સ્તુતિકરે ત્યાંયરે દયા૦

શ્રી સત્યનારાયણ ભગવાનના મનમાં દયા ઉત્પન થઈ, અને કહેવા લાગ્યા કે, હે સાધુ તું મારી પુજાથી બહીર્મુખ થયો, કેમકે, તે મારી માનતા લીધી છતાં પણ મારૂં પુજન તેં કર્યું નહી, તેથી હે સાધો, તને આ દુઃખની પ્રાપ્તી થઇ ( ૨ ) હે દુરબુદ્ધે! શું તારાથી એટલું મારૂં પુજન ન બની શકયું ? અરે મુઢ, ચેત! તને આ સર્વ દુરદશા સહન કરવી પડી તે સર્વ મારા કોપથીજ ( ૩ ) એવાં શ્રી સત્યનારાયણ ભગવાનનાં વચનો શ્રવણ કરી, સાધુ બે હાથ જોડી સ્તુતી કરવા લાગ્યો. ( ૪ )

(અવર મદન ચાલબેલો, આતો દીસે અ૦)—એ રાહ.

ક્ષમા કરો ભુલ મારી, નારાયણ ક્ષમા કરો ભુલ મારી.
બ્રહ્મા શંકર સરીખા ભુલેછે, (૨) એવી માયા પ્રભુ તારી—ના૦
તો મમસરીખા પ્રામર જીવની,(૨)કોન ગતિ ગિરિધારી ના૦
એવી સ્તુતિ સુણીને સાધુની,(૨)સત્ય પ્રભુ બાની ઉચારી-ના૦

હે પ્રભુ, સત્યનારાયણ, આપ મારી ભુલ ક્ષમા કરો, (૧) કેમકે, હે દેવ, તારી માયા અતિ ગહન છે, તે કેવીકે, બ્રહ્મા તથા મહાયોગી મહાદેવ જેવા પણ, અહરનીસ ભુલ્યા રહેલા છે. (૨) તો હે પ્રભુ, મારા સરખા પ્રામર પ્રાણીની મતી તે શ્યા લેખામાં (૩) એવી સાધુની સ્તુતી શ્રવણ કરી, સત્યનારાયણ ભગવાન અતિ પ્રસન્ન થયા અને બોલ્યા કે, (૪)

(રાગ ચોપાઇ.)

સાધુ તારૂં ગયું ધન મળશે, તારાં દુઃખ દરિદ્ર સૌ ટળશે;
એવે હર્ષ્યો સાધુ અપાર, લાગ્યો પ્રભુપદે વારંવાર.
સત્યપ્રભુ ગયા અદ્રશ્ય થઇને, વ્હાણ હંકાર્યું મહીં બેશી જઈને
એવે રત્નપુરીરે દેખાણી, બોલ્યો સાધુ હર્ષીત વાણી.
જાઓ સેવક ગામમાં ધાઇ, તમો શેઠાણીને કહો જાઇ;
કહો આવ્યા છે સાધુ કમાઇ, સાત વ્હાણ સહીત જમાઇ.

હે સાધુ, તારૂં જે અદ્રશ્ય થયેલું દ્રવ્ય, તે તને ફરી પ્રાપ્ત થશે, અને તારા દુઃખ દરીદ્ર સર્વ નાશ થશે, અને

તારૂં મહા કલ્યાણ થશે. (૧) એવું પ્રભુનું વચન શ્રવણ કરી, સાધુને ઘણો હર્ષ થયો અને પ્રભુને અતી આનંદ સહીત વારંવાર નમસ્કાર કરી બહુ સ્તુતિ કરી (૨) તેવામાં શ્રી સત્યનારાયણ પ્રભુ તેજ સ્થલે અંતરધ્યાન થયા. ત્યારે સાધુ પોતાના વહાણમાં જઇ જુવે છે તો સાતે વહાણ જે પ્રમાણે ધનથી પરીપુર્ણ હતાં તે પ્રમાણે જોઇ, તે સ્થળે સાધુએ શ્રી સત્યનારાયણની પુજા કરી, અને વહાણમાં બેસી વહાણ હંકાર્યા. (૩) તે ચાલતાં ચાલતાં સાધુના રત્નપુરી ગામ નજીક આવ્યાં ત્યારે; સાધુએ પોતાની સ્વભૂમી જોઈ અતિ આનંદ સહિત બોલ્યો કે, (૪) હે સેવકો, તમે ગામમાં દોડતા જાઓ, અને તમારી શેઠાણીને ખબર કરો કે (૫) શેઠ કમાઇને જમાઇ સહીત કુશળક્ષેમ આપણા ગામના બંદરપર આવી પહોંચ્યા છે. (૬)

(એવા જાવું રે, બંધ કીલ્લો બાપુ છે શું કામ) —એ રાહ.

દાસ ચાલ્યા રે, તે તો ગયા નગ્રતણી માંય;
જાણ કરી સતિ લીલાવતીને,(૨)આવ્યા સાધુને જમાય-દા૦
એવું સુણી સતિ અતિશે હર્ષી, (૨) કરી પ્રભુની પુજાય-દા૦
વસ્ત્રાલંકાર પહેરી લીલાવતિ તવ,(૨)કહેછે પુત્રીને ત્યાંય-દા૦

એવો સાધુનો હુકમ થતાં બે દુતો ચાલ્યા તે ગામમાં જઇ, સાધુનું ઘર ગોતી ત્યાં ગયા, અને સતી લીલાવતીને નમન કરી કહ્યું, બાઇ, શેઠ જમાઈ સહીત કમાઇને કુસલક્ષેમ

આપણાં ગામના બંદર પર આવી પહોંચ્યા છે. (૨) તે વાત શ્રવણ કરી લીલાવતીને ઘણોજ આનંદ થયો, અને તેજ વખતે શ્રી સત્યનારાયણ ભગવાનનું પુજન આરંભ કર્યું (૩) અને પોતે વસ્ત્રાલંકાર પહેરી પોતાની પુત્રી કલાવતીને કહેવા લાગી કે. (૪)

(જોઈ ટીપણું ને વાત કહું છું આજ સાચીરે)—એ રાહ.

સુણ શાણી વાણી બેટી વાત ધ્યાન ધારીરે—સુણ—વાત૦ સુ૦
હું જાઉં છું મળવા કાજે પુજન પ્રીતે કરજે, (૨)
સત્ય પ્રભુના પુજન કર્યામાં, પુરણ પ્રેમ તું ધરજે—સુણ૦
એમ કહીને લીલાવંતી ગઇ, મળવા પીયુ પાસે, (૨)
પાછળથી ઘર કળાવતીયે, પુજન કર્યું ઉલ્લાસે—સુણ શા૦
પ્રદેશ આવ્યા પતિ પિતા, તેહ હર્ષમાં મહાલી,
પ્રસાદ પ્રભુનો ત્યાગ કરીને, પતિને જોવા ચાલી—સુણ૦

શાણી પુત્રી, મારી વાત સાંભળ, હું તારા પીતા તથા તારો પતી બંને પ્રદેશથી કમાઈને આપણાં ગામનાં બંદરે આવી પહોંચ્યાં છે, તેઓને મલવા માટે જાઉં છું. તો બેન, તું આ શ્રી સત્યનારાયણ પ્રભુનું જે પુજન અધુરૂં છે, તે પુર્ણ કરીને જો તારી ઇચ્છા હોયતો તું ત્યાં આવજે. (૩) એમ કહીને લીલાવતી બંદર ઉપર ગઇ. (૪) અને પાછળથી કળાવતીયે શ્રી સત્યનારાયણ ભગવાનનું પુજન પ્રીતીપુર્વક

પુર્ણ કર્યું (૫) પણ પ્રદેશથી પોતાનો પતી તથા પીતા ઘણે દિવસે કમાઇને આવેલા છે, તે હર્ષ ઘેલી બની સર્વ ભાન ભુલી ગઈ છે. (૬) એવી કળાવતી શ્રી સત્યનારાયણ પ્રભુના પ્રસાદને ભક્ષણ કર્યા વગર પોતાના પતીને જોવા માટે ચાલી. (૭)

( રાગ ભજનનો. )

કળાવતી આવીરે, ઉલટ મન લાવીરે;<br>
જોવાનીજ નાથનેરેજી—કળાવતી૦<br>
છેટથીરે જોયો પોતાનોરે નાથ (૨)<br>
પાસે આવી થયો અદ્રશ્ય નાવ સાથ—કળાવતી૦

જેણીના મનમાં પોતાના પતીને જોવાનો હર્ષ સમાતો નથી એવી કળાવતી બંદર નજીક આવી પહોંચી, એટલે પોતાનો પતી વહાણમાં બેઠેલો છે, એ પ્રમાણે જોઇ, કળાવતીના આનંદનો પાર રહ્યો નહી. પણ શ્રી સત્યનારાયણ પ્રભુના પ્રસાદનો ત્યાગ કરી હર્ષ ઘેલી બની પોતાના પતીને જોવા માટે આવી તે મહા પાપે કરી, કળાવતી હર્ષમાને હર્ષમાં બંદરપર જ્યાં સર્વ માણસો ઉભા હતાં ત્યાં સુધી પહોંચી કે તેનો પતી વહાણ સહીત પાણીમાં અદ્રશ્ય થયો.

(જતુની જીવોરે ગોપીચંદની)—એ રાહ.

જોયો નહીં નિજ નાથને, પડી પૃથ્વીની માંહ્યજીઇઇઇ;
અરેરે તે તો કયાં ગયા, હમણાં હતા તે આંહ્યજી--
કન્યાએ કલ્પાંત માંડીયુ.
સાધુ સ્નેહી ને ખાગવા, મન વિસ્મય થાયજી;
ઘુમ સુમ સર્વે થઇ ગયાં, ત્યાં તો બોલી કન્યાયજી-કન્યા૦
પાદુકા લઇ મમ નાથની, જાવું સ્વર્ગ સુદનજી;
એવું સુણી સૌ સ્તબ્ધ થયાં, સાધુ વિચારે મનજી-કન્યા૦
સત્યદેવના કંઇ કોપથી, બન્યું છે આ વિધનજી;
વ્હાણ સહ જમાત્ર મળે, કરૂં અહીંયાં પુજનજી-કન્યા૦
એવું વિચાર્યું સાધુએ, થઇ ગગનથી વાણીજી;
મમ પ્રસાદને ત્યાગીને, આવી ઉલટ આણીજી-કન્યા૦
તેહ પાપે કરી વ્હાણ સહ, સાધુ તારો જમાઇજી;
અદ્રશ્ય થયાં છે જલ મહી, પણ કહુ ઉપાયજી-કન્યા૦

હરી, હરી! કળાવતીયે પોતાના પતીને જોયો નહી કે, મુર્છા ખાઇ પૃથ્વિ પર પડી બકવા લાગી કે, (૧) હાય, હાય!! મારા પતી કયાં ગયા. અરેરે!! મેં તો હજી હમણાંજ રસ્તામાંથી આવતાં અહીઆંજ જોયા હતા. (૨) એમ કહી ફરી ફરી પૃથ્વિ પર પડી માથું કુટતી, ફ્ટયાફાટ રૂદન

કરવા લાગી. સુતજી બોલ્યા અહો શૌનક, આ વખતનું વર્ણન કરવાને હું અશક્તછું. અહા! સાધુની પુત્રી કળાવતીએ એવું રૂદન આરંભ્યું કે, તે વખતે, નદીના નીર સ્થંભી રહ્યા. સર્વ દીશાઓ શુન્યકાર થઇ ગઇ. અહાહા!!! આ કળાવતીનું રૂદન સાંભળી પશુ પક્ષી ઉદાસ થયાં. અહો શૌનક, જો પશુ પક્ષી જેવાં પણ આ વખતે ઉદાસ થઈ રહ્યાં, તો તે વખત મનુષ્યની દશાનું શું જોવું (૩) આ દેખાવ જોઇ, સાધુ તથા સ્નેહીઓ અને વહાણ હાંકવાવાળા ખારવાઓ સર્વે મહા વીસ્મયતાને પામ્યા અને વીચાર કરવા લાગ્યા કે, અહીં વહાણ સહીત હમણાંજ જમાઇ હતા, પણ આટલી વારમાં કયાં અદ્રશ્ય થયા. એવા વીચારમાં સર્વે ઘુમસુમ ઉભાં છે, ત્યાં રડતી રડતી કળાવતી બોલી કે, (૪) હા ...માતુ....મારા પુજ્ય પીતાશ્રી શ્રવણ કરો કે, હું મારા પતીની પાદુકા લઈ, ચીતા ખડકી આજ સ્થલે, બળી સત્વરથી સ્વર્ગ સુદનમાં મારા પતી પાસે જવા ઈચ્છું છું. (૫) એવું કળાવતીનું વચન શ્રવણ કરી સર્વ મનુષ્યો, દીગમુંઢ બની ગયા, અને શોક સાગરમાં નીમગ્ન થઇ રહ્યાં તે વખતે સાધુ મનમાં વિચાર કરવા લાગ્યો કે; (૬) આ મહા દુ:ખ-દાયક વીઘ્ન શ્રી સત્ય પ્રભુના કોપથી બનેલું છે. હે પ્રભુ, જો એવું કાંઇપણ કારણ હોયતો. (૭) હે નાથ, મને મારો જમાત્ર જો નૌકા સહીત ફરી પ્રાપ્ત થાય, તો હે સત્ય દેવ હું આપનું અહીયાંને અહીઆંજ પુજન કરૂં (૮) એવો

સાધુએ મનમાં વિચાર કરી, પ્રભુની માનતા લીધી કે, તરતજ આકાશવાણી થઇ (૯) હે સાધુ! શ્રવણ કર, આ તારી પુત્રી મારા પ્રસાદનો ત્યાગ કરી પોતાના પતીને જોવા હર્ષ ઘેલી બની અહી આવી. (૧૦) તેથી હે સાધુ, પ્રસાદ ત્યાગના મહા પાપે કરી, તારો જમાત્ર વહાણુ સહીત, (૧૧) પાણીમાં અદ્રશ્ય થયો છે. પણ જો તારી પુત્રી તેના પતીને ફરીથી ઇચ્છતી હોય તો એક ઉપાય છે.

(ઓ ભ્રમર ભમે છે શાને મધુવન છોડી)—એ રાહ.

સુણ સાધુ વાત ઘર જઈ પ્રસાદી ખાવે–પ્રસાદી ખાવે,
તો તો તુજ કન્યા તેના કંથને પાવે.

ત્યાં કલાવતીએ સુણી ગગનની વાણી–ગગનની વાણી,
પ્રસાદ લેવાને ચાલી ઘરે પ્રીત આણી.

ખાધો પ્રસાદ નમી સત્ય પ્રભુને ભાવે–પ્રભુને ભાવે,
નમી નમી પ્રભુપદ પતિ, પિતા પૅહ જાવે.

જઈ જોયો નાથને હર્ષ અતિ મન ધારે–હર્ષ મન ધારે,
શ્રી સત્યપ્રભુને પુજ્યા સરિતા કીનારે.

હે સાધુ શ્રવણ કર! જો તારી પુત્રી ઘરે જઇ મારો પ્રસાદ ભક્ષણ કરી, પાછી અહી આવશે (૧) તો હે સાધો, તારી પુત્રીને તેનો અદ્રસ્ય થયેલો પતી ફરી પ્રાપ્ત થશે. (૨) એવી આકાશ વાણી શ્રવણ કરતાંજ કલાવતી (૩) અતી

આનંદ સહીત પ્રભુનો પ્રસાદ ભક્ષણ કરવા ઘર તરફ ચાલી (૪) અને ઘરે જઈ શ્રી સત્યનારાયણ ભગવાનને ખોળા પાથરી, માફી માગી પ્રસાદ ખાધો (૫) અને પ્રભુને વારંવાર નમસ્કાર કરી, ફરી બંદર પર ચાલી. (૬) અને ત્યાં જઈને જુવે છે તો તેનો પતી પ્રથમની માફક વહાણમાં બેઠેલો છે, એવો દેખાવ જોઈ કળાવતીને ઘણોજ હર્ષ થયો (૭) શ્રી સત્યનારાયણ પ્રભુની કૃપાયે કરી, સાધુને ફરી નાવ સહીત જમાત્ર પ્રાપ્ત થયો, તેથી કરી સાધુયે નદી કીનારેજ શ્રી સત્યનારાયણ ભગવાનનું.

(પાતળીયા પરીશ્રમ લ્યો શાને)——એ રાહ.

સાધુએ હર્ષથી પુજન કીધું ને, જય જય ધ્વની થાય—ધ્વની થાય છે;
કળાવતી કન્યા એમજ બોલીને, ચાલો પિતાજી ઘેર, ઉલટભેર, વેળા જાય—વેળા જાય છે—— સાધુ૦
પછી માસાનમાસેને, અતિ ઉલ્લાસે તે પુજે પ્રભુને;
અંતે સ્વર્ગે જાય—સ્વર્ગે જાય છે—— સાધુ૦

પૂજન જય જય કાર થતે કર્યું (૧) ત્યારે સાધુની પુત્રી કળાવતી તેના બાપ પ્રત્યે બોલી કે, પીતાજી, હવે આપણે અહિં શા માટે ખોટી થઈયે છીયે. તેથી હે તાત, ચાલો હવે આપણે ઘેર જઈયે (૨) એવું પોતાની પુત્રીનું

કહેવું શ્રવણ કરી, સાધુ સર્વ સમાજ સહીત પોતાને ઘેર ગયો. અને પછી મહીને ને મહીને, સાધુ શ્રી સત્યનારાયણ પ્રભુનું પુજન કરવા લાગ્યો (૩) તેનાં પ્રતાપે સાધુયે સર્વ કુટુંબ સહીત પૃથ્વિ પર ઘણાં સુખનો ઉપભોગ લઇ, અંતે સહ-કુટુંબ તે શ્રી સત્યલોકવાશી થયો.

ઇતી શ્રી સ્કંધ પુરાણે રેવાખંડે કાવ્યાકૃત
શ્રી સત્યનારાયણ કથાયાં ૪ અધ્યાય.
શ્રી સત્યનારાયણ દેવકી જય.

---

## અધ્યાય ૫ મો.

(ગાગરીયા મતી ઢોરો કનૈયા મુહસે દયુંગી ગાલીરે)—એ રાહ.

શૌનક પ્રત્યે શ્રી સુતમુની બોલ્યા, સુણો કથા ચિત ધારીરે;
હતો કોઇ રાજા અંગધ્વજ નામે, પ્રજાતણો હીતકારીરે—શૌ૦
મૃગયા કરવા એક દિન રાજા(૨)ગયો અરણ્ય મોઝારીરે—શૌ૦
ફરતો ફરતો એક વડ નીચે(૨)આવ્યો પશુ બહુ મારીરે—શૌ૦

ફરીથી શ્રી સુતપુરાણીકજી, બોલ્યા કે, અહો મહા મુને શૌનક, શ્રી હરી ગુણ રૂપ અમૃતનું પ્રીતેથી પાન કરો. હે શૌનક, હવે મન લગાડી આગળ પ્રભુ ગુણ શ્રવણ કરો. (૧) આગળના વખતમાં, કોઇએક અંગધ્વજ નામનો,

પ્રજા પાળનાર, તથા પ્રજાનું હીત કરનારો ભુપતી હતો. (૨) તે રાજા એક દિવસ સીકાર કરવા મહા અઘોર એવા મોટા અરણ્યની અંદર ગયો (૩) ત્યાં તેણે વિવિધ પ્રકારના સીહાદી*, મનુષ્ય ઘાતી પશુઓનો નાશ કર્યો. અને બીજા પણ એવાં ક્રુર પ્રાણીયોનો શોધ કરતો, તથા અનેક ભયંકર જીવોનો નાશ કરી, ફરતો ફરતો, એક વડ વૃક્ષ કે જેની વીશાળ ઘટા મનુષ્યોને સુખ દેવાવાળી છે. એવા સુંદર વૃક્ષને જોઇ રાજા તે સ્થલે ગયો.

(શ્રી જગત્પતિ, પ્રભુ આપ સન્મતિ)—એ રાહ.

તેહ વટતળે ગોવાળીયા મળે, મંગળકારી અમંગળહારી
વૃત આચરે—તેહ૦

ગોવાળીયાએ દીઠા રાજા, નગ્રતણો ધણી;
પ્રસાદ દેવા ચાલ્યા પ્રભુનો, ઉલટધરી ઘણી—તેહ વટ૦

સર્વ ગોપગણોએ મળીને, પ્રસાદ દડીયો લઇને;
પ્રસાદ મુકયો રાજા સન્મુખ, માન્યવચન બહુ કહીને—તેહ૦

તે મહા રમરણ્યવટ વૃક્ષ નીચે, ગોવાળીયા લોક, મંગળકારી, શ્રી સત્યનારાયણ ભગવાનનું પૂજન કરતા હતા (૧) તેવામાં તેજ વૃક્ષ નીચે, પોતના ગામનો રાજા આવ્યો છે, એવું જોઇ ગોવાળીયા લોક, (૨) શ્રી સત્યનારાયણ પ્રભુનો પ્રસાદ લઇ, અતી આનંદ સહીત ચાલ્યા

( ૩ ) એવી રીતે સર્વ ગોવાળો ભેગા મળી, પ્રસાદનો દડીયો હાથમાં લઈ ( ૪ ) રાજા પાસે જઈ કહ્યું કે, મહારાજ, આ શ્રી સત્યનારાયણ પ્રભુનો પ્રસાદ ગ્રહણ કરો, તોપણ રાજા અંગધ્વજે કાંઇપણ જવાબ ન આપ્યો, ત્યારે ગોવાળીયાએ બહુ માન્ય વચનો સહિત, તે પ્રસાદનો દડીયો રાજા સામે મુકયો.

( અભિવંદન સ્વિકારો માત )--એ રાહ.

અંગધ્વજ રાય ભર્યો અભિમાન(૨) સુણ્યું નહીં કંઈ કાન;
કર્યું પ્રસાદ અપમાનરે--હાં--હાં--અંગધ્વજ૦
પ્રસાદનું અપમાન, તેથી કોપ્યા શ્રીભગવાન-હાં-હાં-અં૦
આવ્યો તેવામાં પ્રધાન, કહી વાત દુઃખદાન-હાં-હાં-અં૦
મહારાજ થઇછે હાણ, કર્યું દુશ્મને ખુંભાણ-હાં-હાં-અં૦
મુવા તમ સંતાન, ફરી દુશ્મનોની આણ-હાં-હાં-અં૦

સૂતજી બોલ્યા અહો શૌનક, "હું રાજા છું" એવા અભીમાનથી ભરપુર રાજા અંગધ્વજે, ગોવાળીયાની વાત ઉપર કાંઇપણ ધ્યાન આપ્યું નહી. ત્યારે ગોવાળો ત્યાંથી ચાલતા થયા ( ૧ ) અને રાજા અંગધ્વજે, જે પ્રસાદનો દડીયો ગોવાળે મુકયો હતો, તેને ગ્રહણ ન કર્યો, તેમ પ્રસાદ જાણી નમન પણ ન કર્યું, ને તે સર્વ ત્યાં રહ્યું, પણ તેના સામે જોયું એ નહી. એ પ્રમાણે તે રાજાએ પ્રસાદનું અપમાન કર્યું,

( ૨ ) એ પ્રમાણે પ્રસાદનું અપમાન થવાથી, શ્રી સત્યનારાયણ ભગવાનને ઘણોજ ક્રોધ થયો, તેથી પ્રભુએ તે રાજાને કેવી ભયંકર માયા દેખાડી કે: ( ૩ ) રાજા અંગધ્વજનોજ પ્રધાન એકદમ ઘોડો દોડાવતો દોડાવતો, જ્યાં રાજા અંગધ્વજ ઉભો છે, તે સ્થળે આવ્યો, અને રાજાના પગમાં પડી મહા દુ:ખદાયક સમાચાર કહ્યા કે, ( ૪ ) હે રાજેન્દ્ર! આપ શીકારે પધાર્યા, ને પછવાડેથી મોટી નુકશાની થઈ. તે કેવી કે, અચાનક આપણા શહેરને દુશ્મનોએ ઘેરી લીધું, અને મોટી લડાઇ થઇ ( ૫ ) મહારાજ તે લડાઇનાં અંતમાં એવા દુ:ખ રૂપ બનાવ બન્યા કે, તે કહેતાં મારી જીભ ઉપડતી નથી; પણ કહ્યા વિના ચાલે તેમ નથી તેથી કહેવું પડે છે. મહારાજ! દુશ્મનોએ આપના સર્વ પુત્રોને મારી નાંખ્યા, અને હે પ્રભુ! આપણું સર્વ રાજ્ય કબજે કરી પોતાની આણ સર્વ નગરમાં ફેલાવી દીધી તો રાજન્. હું આપને આટલા સમાચાર કહેવા આપના પુન્યપ્રતાપથી બચ્યો છું.

( સુખકર્તા થઇ દુ:ખ કેમ આપે )—એ રાહ.

એવી વાત સુણી રાજન કંપ્યો, આ તે શું કહેવાયરે,
હાંહાંહાં હા યાદજ આવ્યું, (૨) ગોવાળ લાવ્યાતા ત્યાંયરે;
તેનું તો મેં ગ્રહણ ન કીધું, તેનું આ ફળ દુ:ખદાયરે,
એવું વિચારી અંગધ્વજ રાજા, ગયો ગોવાળ છે જ્યાંયરે—અ૦

એ પ્રમાણે પ્રધાનની વાત શ્રવણ કરતાંજ, રાજાનું આખું શરીર કંપવા માંડયું, અને વિચાર કરવા લાગ્યો કે, અરેરે !! આતે સર્વ શું થયું હાય....હાય....અરે, મને આ ભેદની કાંઇ, સમજણ પડતી નથી. એમ કહી રાજા બેભાન જેવો થઇ ગયો, અને રડવા લાગ્યો. ત્યારે તેના પ્રધાને રાજાને ઘણો સમજાવી રૂદન કરતો અટકાવ્યો, અને ઘણી ધીરજ આપી ત્યારે રાજાને ધૈર્ય આવવાથી, અચાનક યાદ આવ્યું કે, હાંહાં, હું જે વડ વૃક્ષની સુન્દર છાયાંમાં વીશ્રાંતી લેવા ગયો હતો, તે સ્થળે મને ગોવાળીઆઓ કાંઇ આપવા આવ્યા હતા (૨) અને બોલતા હતા કે, આ દેવનો પ્રસાદ લ્યો, પણ મેં તેને કંઇ જવાબ પણ ન આપ્યો, તેમ જે પ્રસાદ લાવ્યા હતા, તે પણ ન લીધો (૩) ખરેખર, તેથી તેનું અપમાન થયુ, અરે, પ્રભુ! મને એજ મહા પાપે કરી, આ દુઃખ પ્રાપ્ત તો નહીં થયું હોય? જો એમ હોયતો ગોવાળો જે વૃત કરતા હતા, તે વૃત હું પણ કરૂં. (૪) એવું વિચારી પ્રધાન સહીત રાજા જે સ્થળે ગોવાળો હતા તે સ્થળે ગયો અને કહેવા લાગ્યો કે:—

દુર રહો દુર રહો જાઓ (ધ્રુપદની છાયા સાથ બોલવો)

વૃત કરો, વૃત કરો, બને સુખકારી. (૨)

ગોવાળોયેં દયા કરી, રાયને પુજાવ્યા હરી, કર્યું છે જેહ
વૃત મહા દુઃખહારી—વૃત૦

( આ મનહર બાગકી બારહે )—એ રાહ.

શૌનકમુની સન બોલે સૂત મુની ( ૨ )
કોઉ કહકા લઈશ સતદેવહી ( ૨ )
પતીત પાવની મુની સુની—શૌનક૦

ફરીથી શૌનક મુની પ્રત્યે, શ્રી સૂતપુરાણીકજી બોલ્યા કે, અહો રૂપીઓ ( ૧ ) તમોએ બહુનામી તે કેવા કે, કોઇ જેમને ઇશ કહે છે, કોઇ જે પ્રભુને કાળ પણ કહે છે, તથા કોઇ જેને સત્ય કહે છે, અને કોઇ જેમને સત્ય દેવ કહે છે. એવા પ્રભુની પતીતપાવની કથા શ્રવણ કરી. ( ૩ )

विशेषत:कलीयुगेसत्यपुजाफलप्रदा ॥ ३ ॥

અહો શૌનક, વીશેષે કરી કલીયુગમાં શ્રી સત્યનારાયણનું વ્રત તથા પુજા ફલદાયક છે. તે સર્વ કથા મેં તમોને કહી.

---

આર્તિ.

સત્યદેવ, સત્યદેવ, જય અંતરયામી, પ્રભુ જય અંતરયામી.
અખંડ અકામી બહુનામી (૨) ત્રીભુવન કર સ્વામી સત્યદેવ૦
વીપ્ર રૂપ ધરી વીપ્ર તણું તમે, સંકટ સહુ કાપ્યું પ્રભુ સંકટ૦
પૂજન માત્રથી ભીલને ( ૨ ) સ્વર્ગ સ્થાન આપ્યું સત્યદેવ૦
સાધુ વણીકે સંતતી કારણ, માનતા તુજ લીધી–પ્રભુ માન૦

તેનું વંઝયાપણુ ટાળ્યું (૨) કન્યા એક દીધી–સત્યદેવ૦
ત્યારે મુંઢ ભુલ્યો તુજ પુજન, શીક્ષા તવ કીધી–પ્રભુ શિક્ષા૦
જ્ઞાન પ્રેરી પ્રભુ તેને, ફરી દીધી સીધી—સત્યદેવ૦
એવા દીન દયાળ પ્રભુના ગુણગણ જન ગાસે—પ્રભુ૦
તુલસીદાસનો સ્વામી (૨) દે વૈકુંઠવાસે–સત્યદેવ૦

ઇતિ આર્તિ.

ગીતિ.

અકુનીસેં સીતેર સંવતે, વૈસાખ સુદી અક્ષય ત્રીત્યા જાન.
સોમવાસર સુભ મુર્તે, પુર્ણ ભયોયે સંગીત આખ્યાન.

---

અચ્યુતં કેશવં, રામ નારાયણં
શ્રી કૃષ્ણ દામોદરં શ્રી વાસુદેવં હરી,
શ્રીધરમ્ માધવં શ્રી ગોપીકા વલ્લભમ્
શ્રી જાનકી નાયકં શ્રી રામચંદ્રં ભજે ॥



# શ્રી ગોપાલો જયતિ.

---

આ શ્રી સત્યનારાયણુ ભગવાનની સંગીત કથામાં શ્રી ગોપાલ ચરણાનુરાગી પરમ ભગવદી વૈષ્ણવોએ આ પુસ્તક છપાવવા ખર્ચ સંબંધી દ્રવ્યની જે મદદ કરેલી છે તે સર્વે ગ્રહસ્થોના અવીચળ નામ નીચે મુજબઃ—

રૂ. ૫ શેઠ લખમીદાસ નેમીદાસ, મુંબઇ.
૫ ,, હરીદાસ નારણુદાસ, મુંબઇ.
૫ ભ. ચંદ્રસેન ભગવાનદાસ, મુંબઈ
૨ ,, ત્રીકમદાસ ગોવીંદજી, પોરબંદર.
૧ ,, કલ્યાણદાસ ગોપાળદાસ, મુંબઇ.
૨ કંશારા ગંગાદાસ જુઠાગાંધી, મુંબઇ.
૩। ,, દેવચંદ લાધા, મુંબઇ.
૨ ,, મુળચંદ ગોવીંદજી, મુંબઇ.
૨ ,, રતનજી ગોવીંદજી, મુંબઇ.
૨ ,, નારણુદાસ લાલજી, મુંબઇ.
૨ ,, દેવજી કરશન હ. જમનાદાસ, મુંબઇ.
૧ ,, નાથાભાઇ દેવજી, મુંબઇ.
૧ ,, છગનલાલ નાથાભાઇ, મુંબઇ.
૧ ,, ચત્રભુજ શવજી, મુંબઇ.

૧ શેઠ ગોવીંદજી તુળસીદાસ, કેશરી કુંપની મુંબઇ.
૧ ,, મથુરાંદાસ કેશવજી, મુંબઈ.
૨ ઠા. નથુ વાલજી, માહીમ.
૨ ,, કરશનદાસ પ્રેમજી, માહીમ.
૨ ,, ડુંગરસી પ્રાગજી, માહીમ.
૨ ,, ગોરધનદાસ ઠાકરસી, માહીમ.
૧ ,, ત્રીકમદાસ લખમીદાસ જામસલાયા, માહીમ.
૧ ,, દેવીદાસ વસનજી, માહીમ.
૧ ,, ગોકળદાસ કરશનદાસ, માહીમ.
૧ ,, જેરામ ધરમસી, માહીમ,
૧ ,, કરશનદાસ હરીદાસ, મુંબઈ.
૨ ,, મન્છુભાઇ બાલગોવીંદ, માહીમ.
૨ શા. મનમોહનદાસ કાળીદાસ, મુંબઇ.
૨ ,, પરશોતમ છબીલદાસ, માહીમ.
૨ ,, કાનજી પરશોતમ, માહીમ.
૨ ,, વીઠલ જીવનદાસ, માહીમ.
૧ ,, કરશનદાસ લવજી, માહીમ.
૧ ,, મણીલાલ પુરશોતમ, માહીમ.
૧ ,, ગીરધર કમળસી, માહીમ.
૧ ,, લખમીદાસ પુરશોતમ, માહીમ.

૧ મોહનલાલ ઓધવજી, માહીમ.
૧૧ શા. ઘેલાભાઇ મુળચંદ, વાંદરા.
૧ ,, ઘેલાભાઈ નરોતમદાસ, મુંબઈ.
૧ ,, જમીયતરામ જમનાદાસ, ચોકસી મુંબઇ.
માહીમ મ્યુ. ગુ. સ્કુલના હેડમાસ્તર અંબારામ પ્રભુરામદેવ.
૧૦ ઠા. વસનજી પરમાનંદ ચાહવાળા, મુંબઈ.
૨ ,, ડાહ્યાભાઇ અમરસી, વાંદરા.
૧ ,, માધવજી મોરારજી, માહીમ.
૧ ,, કાળીદાસ હેમરાજ, માહીમ.
૧ ,, રામજી હેમરાજ, માહીમ.
૧ ,, મકનજી ખીમજી, માહીમ.
૧ ,, વીઠલદાસ જાદવજી, મુંબઇ.
૧ ,, મનજી વાલજી, કડછવાળા વાંદરા.
૧ ,, જીવન વસરામ, વાંદરા.
૨ સોની ત્રીભોવન મેપા, માહીમ.
૧ ,, પરમાણંદ જાદવજી, મુંબઇ.
૧ ,, જુઠાભાઇ ભીમજી, મુંબઇ.
૨ સરાણીયા હીરજી કેશવ, મુંબઈ.
૧ ,, હીરજીભાઇ, મુંબઇ.

૧ા વાંઝા ભીમજી ભાણજી, મુંબઇ.
૧ ,, ગોકળદાસ વસરામ, મુંબઇ.
૧ ,, પ્રાગજી હીરજી, મુંબઇ.
૧ ખત્રી ગોરધન વીરજી, મુંબઇ.
૧ ધુડદાસ લાલજી ઘાસલેટવાળા માહીમ.
૧ ભટ શદાસીવ કૃષ્ણ જોશી, માહીમ.
૧ રા. જાદવજી વાલજી, માહીમ.
૧ દરજી કરશનજી ખીમજી, મુંબઈ.
૧ ,, ખીમજી કરશન, માહીમ.
૧ ઝવેરી કાનજી માલજી, મુંબઈ.
૧ સોની રામજી નથુ, મુંબઈ.
૧ બ્રહ્મક્ષત્રી ધરમસી પીતાંબર, મુંબઇ.
૧ જોશી જેઠાલાલ ત્રીકમજી, મુંબઈ.
૧ ભટ મુળશંકર હરજીવંન, મુંબઇ.
૧ ઠા. હરજીવનદાસ મેઘજી, મુંબઇ.



# સૂચના.

---

સર્વે શ્રધાળુ ભકતોને અમો જણાવીએ છીએ કે અમો જાતે વાજીંત્ર આદી સાહીત્યોથી શ્રી સત્યનારાયણની આ સંગીત કથા કહીએ છીએ માટે જે ભાવીકોને શ્રી સત્યનારાયણની સંગીતમાં કથા કહેવડાવવી હોય તેણે અમોને ખબર આપેથી અમો તે ઉત્સાહી સજ્જનને મળી સર્વ ખુલાશો કરીશું. અમારી કથાના ભાવીક ભકતોએ અમારી કથા પરત્વે પૂર્ણ કાળજી રાખવી કે અમો કોઇને પણ અમુક રકમ આપવા આગ્રહ કરતા નથી. જેની જેવી શકિત હોય તેટલેથીજ અમો ઘણી ખુશી સાથે પ્રભુનો મહીમા વર્ણવી લાભ આપીશું. માટે શ્રધાળુ જનો આ લાભલેવા ચુકશે નહી.

મુખીઆજી તુલસીદાસ માધવજી.

માહીમ—મુંબઇ.

## આ પુસ્તક મળવાનું ઠેકાણું:—

મુંબઈ—શ્રી સરસ્વતી પ્રેસમાં,

ઠે૦-નાગદેવી સ્ટ્રીટ.

,, બુકસેલર વસનજી પરમાણંદ ચાહવાલા,

ઠે૦-કાલકાદેવી રોડ, તેલવાડી.

માહીમ—મુખીઆજી તુલશીદાસ માધવજી,

ઠે૦-કાપડ બજાર,

ગોપાલ લાલજીના મંદીરમાં.